आ पुस्तक श्रीमद् आचार्यश्रीविजयनीतिसूरिजीना सदुपदेशथी कोचीननिवासी श्रेष्ठिवर्य शाह जीवराज धनजीनी आर्थिक सहाय वडे श्रीहेमचन्द्राचार्यजैनग्रन्थमालाना मन्त्री प० भगवानदास हरखचंदे छपावी प्रसिद्ध कर्युं.

# श्रीहेमचद्राचार्य ग्रन्थमालामां प्रकाशित ग्रन्थो.



| | |
|---|---|
| विक्रमचरित्र भाग २ (श्री शुभशीलगणि विरचित | १–१२–० |
| पंचसंग्रहादि प्रकरण मूल | ०—८–० |
| कर्मविपाक विवेचन सहित | ०–१२–० |
| नवतत्त्व प्रकरण विवेचन सहित | ०–१२–० |

## छपाता ग्रन्थो.

श्री नाभिनंदनोद्धार (शत्रुंजयोद्धार) प्रबन्ध भाषान्तर सहित.
द्वितीय कर्म ग्रन्थ विवेचन सहित.

श्री हेमचंद्राचार्य जैन ग्रन्थमाला.
कोचरब—अमदावाद.



# બે બોલ.

નવતત્ત્વ પ્રકરણ જૈનદર્શનમાં તત્ત્વનુ સ્વરૂપ સમજવા માટે અત્યંત ઉપયોગી અને પ્રસિદ્ધ ગ્રંથ છે. જેનું સરલ અને સ્પષ્ટ વિવેચન લખવાની ઘણા સમયથી મારી ઇચ્છા હતી. શ્રીમદ્ આચાર્ય શ્રીવિજયનીતિસૂરિજીની પ્રેરણાથી વિવેચન લખવાનો પ્રારંભ કર્યો અને અલ્પ સમયમાં ત્વરાથી તે કાર્ય પૂર્ણ કર્યું.

આ વિવેચન લખવામાં, તપાસી જવામાં તથા તેના પ્રુફસંશોધનના કાર્યમાં મારા મિત્ર ભાઇ હીરાલાલ દેવચંદે ઘણીજ સહાય આપી છે, તેમજ મારા જૈન વિદ્યાર્થીમંદિરના વિદ્યાર્થીઓએ પણ પ્રેસ કોપી કરવી, પ્રુફ તપાસવા અને તેને પ્રેસમાં મોકલવાના કાર્યમાં ઉત્સાહપૂર્વક મદદ કરી છે, તે બધાનો અન્તઃકરણપૂર્વક આભાર માનું છું.

આ પુસ્તક પઠન પાઠનમાં ઉપયોગી થાય, તેમજ જૈન તત્ત્વ જ્ઞાનમાં પ્રવેશ કરનાર પ્રારંભના અભ્યાસીને બોધ થાય એ દૃષ્ટિથી જેમ બને તેમ તેનો વિષય સ્પષ્ટ કરવામા આવેલ છે, તથા પ્રસંગે નય, નિક્ષેપ, સ્યાદ્વાદ વગેરેનું સ્વરૂપ પણ સંક્ષેપથી દર્શાવ્યું છે. છેવટે સંદિગ્ધ વિષયને સ્પષ્ટ કરવાના હેતુથી ટિપ્પન તથા પારિભાષિક શબ્દોનો કોષ પણ આપવામાં આવેલ છે. આ વિવેચનની કેટલે અંશે ઉપયોગીતા છે તેની તુલના કરવાનું કામ વિદ્વાન્ વાચકનુ છે.

આ પુસ્તકને છપાવવાના કાર્યમાં કોચીન નિવાસી શ્રેષ્ઠીવર્ય શાહ જીવરાજ ધનજીના પત્ની સુશ્રાવિકા બ્હેન હીરૂબાઇએ પોતાના સદ્‌ગત પતિના સ્મરણાર્થે આર્થિક સહાય આપી શ્રીહેમચંદ્રાચાર્ય ગ્રન્થમાલાના કાર્યને ઉત્તેજન આપ્યું છે, માટે તેમનો પણ આ સ્થળે અન્તઃકરણપૂર્વક આભાર માનું છું.

આ પુસ્તકને લગતી છપાવતાં અજ્ઞાન, દષ્ટિદોષ તથા અક્ષર યોજકના પ્રમાદથી જે ભૂલો થઈ હોય તેની ઉપેક્ષા કરવા અને સૂચના કરવા સુજ્ઞ વાચકોને વિનતી કરૂં છું.

જૈનવિદ્યાર્થીમંદિર
કોચરબ-અમદાવાદ
કાર્તિકશુક્લ પૂર્ણિમા સં ૧૯૮૪

નમ્ર સેવક
ભગવાનદાસ હરખચંદ.



## શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૯ | અર્થ ને કામ | અર્થ ને ધર્મ |
| ૨ | ૧૯ | મુક્તિર્બીજં | મુક્તિર્બીજં ચ |
| ૪ | ૧૭ | મિથ્યદર્શનાદિ | મિથ્યાદર્શનાદિ |
| ૧૩ | ૨૦ | અશાન | અશનિ |
| ૧૮ | ૧૩ | કલ્પોપન્ન | કલ્પોપપન્ન |
| ૧૯ | ૭ | જીવસ્થાનિ | જીવસ્થાનાનિ |
| ૨૬ | ૪ | પુદ્ગલાના | પુદ્ગલોના |
| ૨૬ | ૧૦ | પાષણ | પોષણ |
| ૨૭ | ૪ | પારણમન | પરિણમન |
| ૩૦ | ૯ | વગણા | વર્ગણા |
| ૪૯ | ૭ | પયાય | પર્યાય |
| ૫૯ | ૯ | પરઘાત | પરાઘાત |
| ૬૧ | ૧ | મનુષ્યગતિ | ૨મનુષ્યગતિ |
| ૬૨ | ૫ | આદારિક | ઔદારિક |
| ૬૩ | ૧૭ | ઉદયથી | ઉદયથી ઔદારિકશરીરપણે પરિણમેલા પુદ્ગલોનો |
| ૮૩ | ૧૪ | ક્યા | કર્યા |
| ૮૩ | ૧૭ | લબ્ધિઅપયાપ્ત | લબ્ધિઅપર્યાપ્ત |
| ૮૭ | ૬ | ઉપયાગ | ઉપયોગ |
| ૮૭ | ૬ | ત | તે |
| ૧૦૧ | ૬ | સંસ્થારામાં | સંથારામાં |
| ૧૨૭ | ૧૯ | નિષ્ક્રિયં | નિષ્ક્રિયં |
| ૧૩૦ | ૩ | વધ | વન્ધ |
| ૧૩૦ | ૨૦ | સામથ્યં | સામર્થ્યં |

| | | | |
|---|---|---|---|
| ૧૪૨ | ૨૧ | सू० | सू०८ |
| ૧૫૮ | ૮ | જિનસિદ્ધાદિ પંદર ભેદો છે | દ્વિસમયસિદ્ધાદિ અનન્ત ભેદો છે |
| ૧૬૦ | ૧૧ | સાંવ્યવહાર | સાંવ્યવહારીક |
| ૧૬૦ | ૨૦ | (प्रमाणनयतत्व लोकालंकार सूत्र १ ) | (तत्त्वार्थ सूत्र-१–६) |
| ૧૬૧ | ૯ | પ્રયાયાર્થિક | પર્યાયાર્થિકનય |
| ૧૬૮ | ૧૩ | અન્તગુણો | અનન્ત ગુણો |
| ૧૭૨ | ૨૪ | અન્યાલગે | અન્યલિંગે |
| ૧૭૩ | ૧૧ | ।सिद्धा | ।सिद्धा |
| ૧૭૪ | ૧૦ | सिद्धा | सिद्धा |
| ૧૭૬ | ૨૦ | षड्जीवनकाय | षड्जीवकार्य |

## સુધારો અને વધારો.

પૃષ્ઠ ૬૭ માં ચોથી પંક્તિ પછી વધારો

સુરાયુષ—જે કર્મના ઉદયથી દેવગતિમાં સ્થિતિ થાય તે સુરાયુષ.

મનુષ્યાયુષ—જે કર્મના ઉદયથી મનુષ્યગતિમાં સ્થિતિ થાય તે મનુષ્યાયુષ.

તિર્યંચાયુષ—જે કર્મના ઉદયથી તિર્યંચ ભવમાં સ્થિતિ થાય તે તિર્યંચાયુષ.

તીર્થંકરનામ—જે કર્મના ઉદયથી કૃતકૃત્ય છતાં જગતને સત્ય ધર્મનો ઉપદેશ કરે, અને તે દ્વારા જગતને પૂજ્ય હોય તે તીર્થંકરનામ.

પૃષ્ઠ ૧૦૬ પંદરમી પંક્તિમાં વધારો—

જુગુપ્સામોહનીયના ઉદયથી અચેલકપરિષહ થાય છે.

# વિષયાનુક્રમણિકા.



---

# परिशिष्ट क.

## टिप्पन.

---

પૃ૦ ૧.

પુરુષાર્થ. પુરુષનાં પ્રયત્નનો વિષય; એટલે જેને મેળવવા માટે મનુષ્ય પ્રયત્ન કરે તે પુરુષાર્થ કહેવાય છે. તેના ચાર પ્રકાર છે–ધર્મ અર્થ કામ અને મોક્ષ. પ્રથમ અન્ય પ્રાણીઓની પેઠે મનુષ્યની પણ સ્વાભાવિક પ્રવૃત્તિ સુખ મેળવવા માટે હોય છે. તેના સર્વે પ્રયત્નોનું સાધ્ય માત્ર સુખજ છે, તેથી કામ એ પુરુષાર્થ છે. પણ કામને મેળવવા પ્રયત્ન કરતાં તેની સિદ્ધિ માટે અર્થની–ધનની આવશ્યકતા જણાય છે, માટે તે મેળવવા પ્રયત્ન કરે છે તેથી અર્થ એ બીજો પુરષાર્થ છે. એટલે કામ–સુખોપભોગ એ સ્વતંત્ર પુરુષાર્થ અને અર્થપ્રાપ્તિ તેની સિદ્ધિ માટે હોવાથી તે ગૌણ પુરુષાર્થ છે. સુખ મેળવવા માટે પ્રયત્ન કરતાં જ્યારે મનુષ્યમાં વિવેકની જાગૃતિ થાય, ત્યારે તેની સુખની કલ્પના બદલાય છે, હવે તેને વિષયસુખ સુખરૂપ લાગતું નથી, તેથી વૈષયિક સુખની તૃષ્ણા ઘટી જાય છે અને તેનું વલણ આત્મિક સુખ મેળવવા તરફ થાય છે. હવે તે સમ્યગ્દર્શનાદિવડે મોહાદિ બંધનોનો નાશ કરી શુદ્ધ આત્મિક સુખ પ્રાપ્ત કરે છે. શુદ્ધ આત્મિક સુખ એ મોક્ષ છે માટે મોક્ષ પુરુષાર્થ છે. હવે મોક્ષની સિદ્ધિ માટે તેના સાધન તરફ તેની પ્રવૃત્તિ થાય છે, અને મોક્ષનું સાધન ધર્મ છે તેથી ધર્મ તેની પ્રવૃત્તિનો વિષય થાય છે, માટે ધર્મ ગૌણ પુરષાર્થ છે. હવે જ્યારે મનુષ્યની પ્રવૃત્તિનો વિષય મુખ્યપણે મોક્ષ અથવા કામ હોતો નથી પણ ધર્મ અથવા અર્થ પ્રાપ્તિજ હોય છે ત્યારે કામ અથવા મોક્ષ મુખ્ય પુરુષાર્થ મટી જાય છે, અને અર્થ અને ધર્મ મુખ્ય પુરુષાર્થ થાય છે.

પૃ. ૪.

**નિશ્ચયનય.** નિશ્ચયનય એટલે તાત્ત્વિક દૃષ્ટિ, નિશ્ચયનય વસ્તુના સ્થૂલ અને નૈમિત્તિક સ્વરૂપને ગ્રહણ કરતો નથી, પરન્તુ સૂક્ષ્મ અને ત્રૈકાલિક મૂળ સ્વરૂપને ગ્રહણ કરે છે. આસ્રવ—જીવનો મિથ્યાદર્શનાદિ પરિણામ, એ જીવનું સ્થૂલ અને નૈમિત્તિક સ્વરૂપ છે, અને તે કર્મના નિમિત્તે થયેલું હોવાથી જીવનું ખાસ-મૂળ સ્વરૂપ નથી. જેમ કાળા સુતરના સંયોગથી કાળું દેખાતું સ્ફટિક મૂળ સ્વરૂપથી કાળું નથી પણ તે તેનું નૈમિત્તિક સ્વરૂપ છે; તેથી તાત્ત્વિક દૃષ્ટિએ જોનાર સ્ફટિકને કાળો કહેતો નથી, તેમ નિશ્ચયનય કર્મજન્ય મિથ્યાદર્શનાદિ પરિણામને જીવનાં પરિણામ માનતો નથી. માટે નિશ્ચયનયની દૃષ્ટિથી તેનો જીવમાં સમાવેશ થતો નથી, પણ કર્મમાં અન્તર્ભાવ થાય છે. માત્ર વ્યવહારનયથી-સ્થૂલદૃષ્ટિથી તેનો જીવમાં સમાવેશ થાય છે.

પૃ૦ ૭.

**દ્રવ્ય** એટલે કારણ. પૂર્વાવસ્થાનું કારણ અથવા ભાવી અવસ્થાનું કારણ તે દ્રવ્ય અથવા દ્રવ્યનિક્ષેપ કહેવાય છે. જેમકે સુવર્ણનો હાર ભાંગી નાખ્યો અને હવે તેનું કડું કરાવવું છે. અહિં હાર એ પૂર્વાવસ્થા છે અને કડું એ ભાવિ અવસ્થા છે, તે બન્નેનું કારણ સુવર્ણ હોવાથી તેને દ્રવ્ય હાર અથવા દ્રવ્ય કડું કહી શકાય છે.

પૃ૦ ૧૮.

**લોકાન્તિક.** લોક એટલે સંસારને અન્તે રહેલા હોવાથી તે લોકાન્તિક દેવો કહેવાય છે, કેમકે તેને થોડા સંસાર બાકી છે. બ્રહ્મદેવલોકની નીચે ચારે તરફ ચાર દિશા, ચાર વિદિશા અને એક વચ્ચે મળી નવ લોકાન્તિક દેવોનાં વિમાનો રહેલા છે. તે સર્વે બ્રહ્મદેવલોક નિવાસી ગણાય છે, સમ્યગ્દષ્ટિ હોવાથી વિશુદ્ધ પરિણામવાળા તે દેવો સદ્ધર્મના બહુમાનથી અને સંસારના દુઃખથી પીડિત થયેલા પ્રાણીઓ ઉપર અનુકંપાથી પરમ ઋષિ અરિહંતાદિકના જન્માદિ કલ્યાણકોને વિષે

વિશેષ પ્રસન્ન થાય છે, અને દીક્ષા માટે કૃતસંકલ્પ ભગવાન પાસે જઈને અત્યંત ખુશ થઈને તેમની સ્તુતિ અને સત્કાર કરે છે. જુઓ તત્ત્વાર્થ ભાષ્ય અ૦ ૪ સૂ૦ ૨૫, ૨૬.

પૃ૦ ૧૯.

**અવ્યવહારરાશિ.** જેઓ અનાદિ કાલથી સૂક્ષ્મ નિગોદમાં-જ રહેલા છે, કદિ પણ તેમાંથી બહાર નીકળ્યાં નથી તેઓ અવ્યવહારરાશિના જીવો કહેવાય છે. તે શિવાય બીજા જીવો તથા જેઓ સૂક્ષ્મનિગોદમાંથી બહાર નીકળી પુન. સૂક્ષ્મનિગોદમાં ગયા હોય તેઓ પણ વ્યવહારરાશિના કહેવાય છે. **"अहवा संववहारिआ असंववहारिआ अ। तत्थ जे अणाइकालाओ आरब्भ सुहुमनिगोएसुं चिट्ठंति, न कयाइ तसाइभाव पत्ता ते असंववहारिआ। जे सुहुमनिगोएहिंतो निग्गया सेसजीवेसु उप्पन्ना ते संववहारिआ। ते अ पुणो वि सुहुमनिगोअत्तं पत्ता वि संववहारिअ चिअ भण्णंति॥"** (મેહતત્ત્વપ્રકરણ પૃ૦ ૨૨.)

પૃ૦ ૨૨.

**જ્ઞાન.** વિશેષ અવબોધ તે જ્ઞાન, નામ, જાતિ, ગુણ અને ક્રિયાદિના બોધને વિશેષ અવબોધ કહે છે. આ જ્ઞાનનુ લક્ષણ સંજ્ઞી–મનસહિત જીવોની અપેક્ષાએ સંભવે છે, કેમકે એકેન્દ્રિયાદિ જીવો-માં નામ–જાત્યાદિના બોધનો સંભવ નથી, માત્ર તેઓમાં જ્ઞાન દર્શન-નો વિભાગ આહારાદિ સંજ્ઞાની અપેક્ષાએ સભવિત છે. જેમકે તેઓને અમુક વિશેષ આહારની અવ્યક્ત અભિલાષા હોય ત્યારે જ્ઞાન અને સામાન્ય આહાર માત્રની અવ્યક્ત અભિલાષા હોય ત્યારે દર્શન. એ રીતે જ્ઞાન અને દર્શનનો વિભાગ સંભવે છે.

પૃ૦ ૨૫.

**પર્યાપ્તિ** તત્ત્વાર્થભાષ્યમાં પર્યાપ્તિ પાંચ પ્રકારની કહી છે.

"पर्याप्तिः पंचविधा। तद्यथा–आहारपर्याप्तिः, शरीरपर्याप्तिः, इन्द्रियपर्याप्तिः, प्राणापानपर्याप्तिः, भाषापर्याप्तिरिति। (तत्त्वा॰भाष्य अ॰ ८ सू॰ १२.) "ननु च षट् पर्याप्तयः पारमर्षप्रवचनप्रसिद्धाः कथं पंचसंख्या इति? उच्यते–इन्द्रियपर्याप्तिग्रहणादिह मनः–पर्याप्तिर्ग्रहणमवसेयम्, अतः पञ्चैवेति निश्चयः" (तत्त्वार्थटीका લિખિત પૃ૦ ૫૭૬.) "જૈન પ્રવચનમાં ૭ પર્યાપ્તિઓ પ્રસિદ્ધ છે; તો પાંચ કેમ કહી? તેનો ઉત્તર આ પ્રમાણે છે—ઇન્દ્રિય પર્યાપ્તિના ગ્રહણથી મનઃ પર્યાપ્તિનું ગ્રહણ થએલું સમજવું "त्वगादीन्द्रियक्रिया-परिसमाप्तिरिन्द्रियपर्याप्तिः"(तत्त्वार्थभाष्य अ॰८ सू १२.)"त्वगिति स्पर्शनेन्द्रियं, तदादीन्द्रिय(यं) स्पर्श–रस–घ्राण–चक्षुः–श्रोत्रम-नोलक्षणं,तत्स्वरूपनिर्वर्तनाक्रियापरिसमाप्तिरिन्द्रियपर्याप्तिः"। તત્ત્વાર્થટીકા લિખિત પૃ૦ ૫૭૭.)

પૃ૦ ૨૯.

અહિં **પર્યાપ્તિની** વ્યાખ્યા તૈજસ અને કાર્મણ શરીરયુક્ત જીવ ભવાન્તરમાં પ્રથમ ઔદારિકાદિશરીરને ગ્રહણ કરે તેને આશ્રયી બતાવી છે. આહારકશરીર અથવા ઉત્તરવૈક્રિયશરીર કરતાં આહારાદિ પર્યાપ્તિઓ કરે ત્યારે તેને ઉત્પત્તિસ્થાને આવવાની જરૂર પડતી નથી. પણ જ્યાં આહારક અથવા વૈક્રિય શરીર કરવું હોય ત્યાંથી તે પર્યાપ્તિયોગ્ય પુદ્ગલો ગ્રહણ કરે છે.

પૃ૦ ૩૦.

**લબ્ધિપર્યાપ્ત અને કરણપર્યાપ્ત.** જે કર્મના ઉદયથી જીવો સ્વયોગ્ય પર્યાપ્તિઓવડે યુક્ત હોય તે પર્યાપ્તનામકર્મ, જેઓને પર્યાપ્તનામ કર્મનો ઉદય હોય તે પર્યાપ્તા કહેવાય છે. તેના લબ્ધિપર્યાપ્તા અને કરણપર્યાપ્તા એ બે ભેદ છે. તેમાં જે જીવો સ્વયોગ્ય સર્વ પર્યાપ્તિઓ અવશ્ય પૂરી કરે તે લબ્ધિપર્યાપ્તા, અને જેએએ કરણ–શરીર, ઇન્દ્રિયાદિ પર્યાપ્તિઓ પૂર્ણ કરી છે તે કરણ-

પર્યાપ્તિ. અહિં સ્વયોગ્ય સર્વ પર્યાપ્તિઓ જાણવી, કેમકે આ સ્થળે શરીર-ઇન્દ્રિયની સાથે આદિશબ્દ મૂકયો છે. જો માત્ર કરણનો અર્થ ઇન્દ્રિયજ વિવક્ષિત હોત તો આદિ શબ્દ મૂકવાની જરૂર ન હોત. "ते च पर्याप्ता द्विधा-लब्ध्या करणैश्च । तत्र ये स्वयोग्यपर्याप्तीः सर्वा अपि समर्थ्य म्रियन्ते, नार्वाक् ते लब्धिपर्याप्ताः । ये च पुनः करणानि-शरीरेन्द्रियादीनि निर्वर्तितवन्तस्ते करणपर्याप्ता इति ॥" (कर्म० टीका प० ४६.)

અર્થ—પર્યાપ્તાના બે પ્રકાર છે—લબ્ધિપર્યાપ્તા અને કરણપર્યાપ્તા. તેમાં જેઓ સ્વયોગ્ય સઘળી પર્યાપ્તિ પૂર્ણ કરીને મરે છે, પણ પૂર્વે નહિ તે લબ્ધિપર્યાપ્તા જેઓએ કરણ-શરીર ઇન્દ્રિયાદિ પર્યાપ્તિઓ પૂર્ણ કરી છે તે કરણપર્યાપ્તા."

તેમ અપર્યાપ્તા પણ બે પ્રકારના છે—લબ્ધિઅપર્યાપ્તા અને કરણઅપર્યાપ્તા. જે અપર્યાપ્તા છતાં મરણ પામે તે લબ્ધિઅપર્યાપ્તા. અને જેઓએ કરણ-શરીર ઇન્દ્રિયાદિ પર્યાપ્તિઓ પૂર્ણ કરી નથી, પણ અવશ્ય પૂર્ણ કરશે તે કરણઅપર્યાપ્તા "तत्र ये अपर्याप्तका एव सन्तो म्रियन्ते ते लब्ध्यपर्याप्तकाः, ये पुनः करणानि-शरीरेन्द्रियादीनि न तावन्निर्वर्तयन्ति, अथ चावश्य निर्वर्तयिष्यन्ति ते करणापर्याप्ताः" (પ્રજ્ઞાપના ટીકા પ૦ ૨૫-૨) અહિં પણ શરીરેન્દ્રિયાદિ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરી નથી પણ અવશ્ય પૂર્ણ કરશે તે કરણ અપર્યાપ્તા જાણવા. કારણ કે આ સ્થળે શરીરેન્દ્રિયની સાથે આદિ શબ્દ જોડયો છે. આ બાબત વિચારપચાશિકાની અવચૂરીમાં સ્પષ્ટ કરી છે. "स इह करणैः-पुनरिन्द्रियादिभिरपर्याप्तो यो नाद्यापि पूरयति-न तावन्निर्वर्तयति, परं-केवलं अग्रे पूरयिष्यति-अवश्यं निर्वर्तयिष्यति स्वयोग्यपर्याप्तीरिति । स पुनः करणपर्याप्तो येन ताः स्वपर्याप्तयः पूरिता-निष्पादिता भवन्तीति" (गा० १०) અર્થ—તે અહીં કરણ એટલે શરીર

ઇન્દ્રિયાદિ વડે અપર્યાપ્તા કહેવાય છે કે જેઓએ હજી સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરી નથી, પણ આગળ અવસ્ય પૂર્ણ કરશે, અને જેઓએ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂરી કરી તે કરણપર્યાપ્ત.

કવચિત્ કરણશબ્દ ઇન્દ્રિય અર્થનો વાચક છે, એટલે જેઓએ ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ કરી છે તે કરણપર્યાપ્તા, અને જેઓએ ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ કરી નથી તે કરણઅપર્યાપ્તા. તેથીજ "લબ્ધિઅપર્યાપ્તા પણ કરણપર્યાપ્તા થઇને જ મરણ પામે છે." એ વાત સંગત થાય છે. પરન્તુ બહુધા જેઓએ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરી છે તે કરણપર્યાપ્તા અને જેઓએ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરી નથી, પણ અવસ્ય પૂર્ણ કરશે તે કરણઅપર્યાપ્તા જાણવા. તેથી કરણઅપર્યાપ્તા પૃથિવીકાયાદિકને અપર્યાપ્તાવસ્થાએ સાસ્વાદન સમ્યગ્દર્શન હોય છે, પણ લબ્ધિ અપર્યાપ્તાને હોતું નથી" એ વાત સંગત થાય છે. જો સર્વત્ર કરણનો ઇન્દ્રિય અર્થ વિવક્ષિત હોય તો જેણે ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ કરી છે એવા લબ્ધિઅપર્યાપ્તા પૃથિવીકાયાદિકને સાસ્વાદન સમ્યગ્દર્શન હોવું જોઇએ. આ સર્વ બાબતો ઉપરથી એમ જણાય છે કે લબ્ધિપર્યાપ્તાના કરણપર્યાપ્તા અને કરણઅપર્યાપ્તા એ બે ભેદ વિવક્ષાકૃત છે. જે લબ્ધિપર્યાપ્તાએ સ્વયોગ્ય પર્યાપ્તિ પૂર્ણ કરી લીધી તે કરણપર્યાપ્તા, અને જેણે સ્વયોગ્ય પર્યાપ્ત પૂર્ણ કરી નથી, પણ અવસ્ય કરશે તે કરણઅપર્યાપ્તા. એ પ્રમાણે લબ્ધિઅપર્યાપ્તાના વિવક્ષાકૃત કરણપર્યાપ્ત અને કરણઅપર્યાપ્ત એ બે ભેદ થાય છે. જે લબ્ધિઅપર્યાપ્તાએ ઇન્દ્રિય પર્યાપ્તિરૂપ કરણ પૂર્ણ કર્યું તે કરણ પર્યાપ્ત, અને જેણે પૂર્ણ કર્યું નથી તે કરણઅપર્યાપ્ત. તેથી "લબ્ધિ પર્યાપ્તાના ભેદરૂપ કરણઅપર્યાપ્તાને સાસ્વાદન સમ્યગ્દર્શન" અને લબ્ધિઅપર્યાપ્તા કરણપર્યાપ્તા થઇને જ મરણ પામે છે' એ બન્ને વાત સંગત થાય છે.

· પૃ૦ ૩૬.

એકેન્દ્રિયથી માંડીને અસંજ્ઞી પંચેન્દ્રિય સુધીના જીવોને સૂક્ષ્મ દ્રવ્યમન અને અલ્પ મનોવિજ્ઞાન હોય છે. તેમાં જેમ મૂર્છિત થયેલાને સર્વ વિષયનું અવ્યક્ત જ્ઞાન હોય છે, તેમ એકેન્દ્રિયને અત્યંત અસ્પષ્ટ મનોવિજ્ઞાન હોય છે, અને તેથી બેઇન્દ્રિયાદિકને સ્પષ્ટ હોય છે. ( વિશેષા૦ ગા૦ ૫૧૧–૫૧૨ ). **स च (असंज्ञी) संमूर्छिमपञ्चेन्द्रिय–विकलेन्द्रियादिर्विज्ञेयः। स हि स्वल्प–स्वल्पतरमनोलब्धिसंपन्नत्वाद् अस्फुटमस्फुटतरमर्थं जानाति। ××× तस्य प्रायो मनोद्रव्यासंभवात्, केवलमव्यक्तमेव किंचिदतीवाल्पतर मनो द्रष्टव्यम्, यद्वशाद् आहारादिसंज्ञा अव्यक्तरूपाः प्रादुःषन्ति। (नंदी० टीका प० १९०.)** અર્થ:—સંમૂર્છિમ પંચેન્દ્રિય અને વિકલેન્દ્રિયાદિ અસંજ્ઞી જાણવા, તેઓ સ્વલ્પ, સ્વલ્પતર મનોલબ્ધિયુક્ત હોવાથી અસ્પષ્ટ અને અસ્પષ્ટતર અર્થ જાણે છે. કેમકે તેને વિશેષ મનોદ્રવ્યનો અસંભવ છે, પણ કેવળ અવ્યક્ત અને અત્યંત અલ્પ મનોદ્રવ્ય હોય છે, તેથીજ તેને અવ્યક્ત આહારાદિસંજ્ઞાઓનો પ્રાદુર્ભાવ થાય છે.

પૃ૦ ૩૮.

**અનપવર્તનીય આયુષ.** આયુષ કર્મના અપવર્તનીય અનપવર્તનીય એ બે ભેદ છે. જે આયુષ વિષ–શસ્ત્રાદિ નિમિત્તથી સ્થિતિબન્ધની અપેક્ષાએ ઘટે તે અપવર્તનીય આયુષ કહેવાય છે, અને જે આયુષ ઘટે નહિ તે અનપવર્તનીય કહેવાય છે. અનપવર્તનીયઆયુષવાળાને વિષ–શસ્ત્રાદિ આયુષ ઘટવાના નિમિત્તો પ્રાપ્ત થાય તો પણ આયુષની સ્થિતિ ઘટે નહિ તે સોપક્રમ અનપવર્તનીય આયુષ કહેવાય છે. અને તેવા નિમિત્તો પ્રાપ્ત જ ન થાય તો તેને નિરુપક્રમ અનપવર્તનીય આયુષ કહેવાય છે. અપવર્તનીય આયુષ તો અવશ્ય સોપક્રમ હોય છે. ( જુઓ તત્ત્વા૦ ભાષ્ય અ૦ ૨ સૂ૦ ૫૧. ) તેમાં ઔપપાતિક–નારક

અને દેવો તથા અસંખ્ય વર્ષના આયુષ્યવાળા મનુષ્ય અને તિર્યંચો નિરુપક્રમ આયુષ્યવાળા હોય છે, ચરમશરીરી સોપક્રમ અને નિરુપક્રમ આયુષ્યવાળા હોય છે અને તેથી અન્ય મનુષ્ય અને તિર્યંચો સોપક્રમ, નિરુપક્રમ, અપવર્તનીય અને અનપવર્તનીય આયુષ્યવાળા હોય . છે. (જુઓ તત્વા૦ અ૦ ૨ સૂ૦ ૫૨).

પૃ૦ ૪૩.

"वर्तना परिणामः क्रिया परत्वापरत्वे च कालस्य" ॥ (तत्त्वार्थ० अ० ५ सू० २२) વર્તના, પરિણામ, ક્રિયા અને પરત્વાપરત્વ એ કાલનો ઉપકાર છે.

૧ વર્તના—સર્વ ધર્માસ્તિકાદિ દ્રવ્યની પ્રથમસમયાશ્રિત ઉત્પત્તિ અને સ્થિતિરૂપ સત્તાનો અનુભવ કરવો તે વર્તના.

૨ પરિણામ—દ્રવ્યનો પોતાની જાતિનો ત્યાગ કર્યા શિવાય પ્રાયોગિક અથવા વૈસ્રસિક વિકાર થવો તે પરિણામ.

૩ ક્રિયા—ગતિ અર્થાત્ પરિણામ. તેના પ્રયોગ, વિસ્રસા અને મિશ્રિકા એ ત્રણ ભેદ છે. પ્રયોગગતિ—એટલે પ્રયોગ પરિણામ. ચેતનના પ્રયોગથી થયેલ શરીરાદિનો પરિણામ. વિસ્રસાગતિ-જીવના પ્રયોગ શિવાય ઇન્દ્રધનુષાદિનો સ્વાભાવિક પરિણામ, અને મિશ્રિકા ગતિ-જીવના પ્રયોગસહિત અચેતન દ્રવ્યનો સ્તંભ-કુંભાદિરૂપ પરિણામ.

૪ પરત્વાપરત્વ. 'આ જ્યેષ્ઠ છે. આ કનિષ્ઠ છે' ઇત્યાદિ પૂર્વભાવી અને પશ્ચાદ્‌ભાવી વ્યવહારનું કારણ પરત્વાપરત્વ કહેવાય છે.

તેમાં વર્તના, પરિણામ અને ક્રિયારૂપ દ્રવ્યનો સ્વભાવ કાલ સાપેક્ષ છે અને પરત્વાપરત્વ અવધિસાપેક્ષ છે. માટે વર્તનાદિ કાલને જણાવનાર છે.

પૃ૦ ૬૨.

**વૈક્રિયશરીર.** દેવ અને નારકોને ભવનિમિત્તક હોય છે. અને મનુષ્ય અને પંચેંદ્રિયતિર્યંચને ગુણનિમિત્તક હોય છે. તે શિવાય બાદરપર્યાપ્ત વાયુકાયિકને પણ વૈક્રિયશરીર હોય છે.

પૃ૦ ૧૦૬.

**પરિષહો.** એ બાવીશ પરિષહો સમ્યગ્દર્શન અને ચારિત્ર ધર્મને વિષે વિઘ્ન કરનાર છે, તેથી તે ધર્મમાં સ્થિરતા થવા માટે તથા કર્મની નિર્જરા કરવા માટે રાગ-દ્વેષનો ત્યાગ કરી સમભાવે સહન કરવા યોગ્ય છે. તેમાં "**ज्ञानावरणे प्रज्ञाज्ञाने**" । **तत्त्वा० अ० ९ सू० १३. અર્થઃ**—જ્ઞાનાવરણકર્મના ઉદયથી પ્રજ્ઞા અને અજ્ઞાન-પરિષહ થાય છે. "**दर्शन-मोहान्तराययोरदर्शनालाभौ । तत्त्वा० अ० ९ सू० १४.** અર્થઃ—દર્શનમોહનીયકર્મના ઉદયથી અદર્શન અને લાભાન્તરાયના ઉદયથી અલાભ પરિષહ થાય છે. "**चारित्रमोहे नाग्न्या-रति-स्त्री-निषद्या-क्रोश-याचना-सत्कार-पुरस्काराः॥ तत्त्वा० अ० ९ सू० १५.** અર્થઃ—ચારિત્રમોહનીય કર્મના ઉદયથી નાગ્ન્ય–અચેલક આદિ સાત પરિસહો થાય છે. તેમાં જુગુપ્સામોહની-યના ઉદયથી અચેલક પરિષહ થાય છે. અરતિના ઉદયથી અરતિપરિ-ષહ, પુરુષવેદના ઉદયથી સ્ત્રીપરિષહ, ભયના ઉદયથી સ્થાનના અના-શ્રયરૂપનિષદ્યાપરિષહ, ક્રોધના ઉદયથી આક્રોશપરિષહ, માનના ઉદયથી યાચનાપરિષહ અને લોભના ઉદયથી સત્કારપુરસ્કારપરિષહ થાય છે. (જુઓ તત્ત્વા૦ ભા૦ ટીકા. લિખિત પ૦ ૬૮૨.) "**वेद-नीये शेषाः।**" **तत्त्वा० अ० ९ सू० १६. અર્થ**—વેદનીય કર્મના ઉદયથી ક્ષુધા, પિપાસાદિ બાકીના અગીયાર પરિસહ થાય છે.

**એક સમયે એક સાથે એક જીવને વીશ પરિષહો હોય છે.** પણ તત્ત્વાર્થસૂત્રમાં ઓગણીશ પરિષહો કહ્યા છે. "**एकादयो भाज्या युगपदेकोनविंशतेः ॥**" **तत्त्वा० अ० ९ सू० १७. અર્થઃ**—એક

જીવને વિષે એક સમયે એકથી માંડીને ઓગણીશ પરિષહો ભજનાએ (વિકલ્પે) હોય છે. કોઇ જીવને એક પરિષહ, કોઇને બે, કોઇને ત્રણ, યાવત્ કોઇને ઓગણીશ પરિષહો હોય છે. કારણ કે શીત અને ઉષ્ણ પરિષહ પરસ્પર વિરોધી હોવાથી એક સમયે બેમાંથી એકજ હોય છે. તથા ચર્યા, શય્યા અને નિષદ્યા એ ત્રણ પરિષહો પણ વિરોધી હોવાથી તેમાંથી એકજ પરિષહ હોય છે. એટલે એક સમયે ઓગણીશ પરિષહો હોય છે.

પૃ૦ ૧૦૯.

**શૌચ**—લોભનો ત્યાગ કરવો, ભાવવિશુદ્ધિ, મમત્વનો અભાવ, નિઃસંગપણું. (તત્વા૦ ભા૦ અ૦ ૯ સૂ૦ ૬.)

**આકિંચન્ય**—શરીર અને ધર્મોપકરણાદિને વિષે મમત્વનો ત્યાગ કરવો.

**બ્રહ્મચર્ય**:—વ્રતનું પાલન કરવા, જ્ઞાનની વૃદ્ધિ કરવા અને કષાયનો પરિપાક કરવા માટે ગુરુકુલવાસ તે બ્રહ્મચર્ય, અસ્વાતન્ત્ર્ય, ગુરુની અધીનતા અને ગુરુની આજ્ઞામાં રહેવું તે બ્રહ્મચર્યનો અર્થ છે. બ્રહ્મચર્યના આ વિશેષ ગુણો છે-મૈથુનનો ત્યાગ, વ્રતની ભાવના, ઇષ્ટ સ્પર્શ, રસ, રૂપ, ગન્ધ, શબ્દ અને વિભૂષાની અનિચ્છા. (જુઓ. તત્વા૦ ભા૦ અ૦ ૯ સૂ૦ ૬.)

પૃ૦ ૧૧૨.

**નિર્જરા**ના સકામ અને અકામ એ બે પ્રકાર છે. તેમાં કામ-અભિલાષ, અર્થાત્ કર્મક્ષયની ઇચ્છાથી થતી નિર્જરા તે સકામ નિર્જરા. નિર્જરાના અભિલાષી સાધુ, સમ્યગ્દષ્ટિ અને ઉચિત અનુષ્ઠાનમાં તત્પર મિથ્યાદષ્ટિને પણ સકામ નિર્જરા હોય છે. (જુઓ ધર્મપરીક્ષા યશો૦ પૃ૦ ૧૧૨) અને કર્મક્ષયની ઇચ્છા શિવાય (અન્ય પ્રાણીઓને) ટાઢ તાપ ઇત્યાદિ સહન કરવાથી જે નિર્જરા થાય તે અકામ નિર્જરા.

**"ज्ञेया सकामा यमिनामकामात्वन्य देहिनाम्" ॥ योग० प्र० ४ श्लो० ८७.** સાધુઓને સકામ નિર્જરા, અને અન્ય પ્રાણીઓને અકામનિર્જરા હોય છે.

પરન્તુ કેવળ સાધુઓને સકામ નિર્જરા કહી તે ઉત્કૃષ્ટ સકામ નિર્જરા સમજવી.

પૃ० १२९.

શુક્લધ્યાનનો પ્રથમ ભેદ એક યોગવાળા અથવા ત્રણ યોગવાળાને હોય છે.

**" एक-त्रियोगभाजामाद्यं स्यादपरमेकयोगानाम् ।**
**तनुयोगिनां तृतीयं निर्योगाणां चतुर्थं तु ॥ "**

**( योग० प्र० ११ श्लो० १० )**

**" आद्यं-पृथक्त्ववितर्कसविचारं मनःप्रभृत्येकयोगभाजो योगत्रयभाजां वा । " योग० टीका.**

અર્થઃ—પ્રથમ પૃથક્ત્વ વિતર્ક સવિચાર નામે શુક્લધ્યાન મન યોગ વગેરે એક યોગવાળાને અથવા ત્રણ યોગવાળાને હોય છે-ઇત્યાદિ. તત્ત્વાર્થસૂત્રમાં પ્રથમ શુક્લ ધ્યાન ત્રણયોગવાળાને કહ્યું છે—

**" तत् त्र्येककाययोगानाम् ॥ " तत्त्वा० अ० ९ सू० ४२. तदेतत् चतुर्विधं शुक्लध्यानं त्रियोगस्य, अन्यतमयोगस्य, काययोगस्य, अयोगस्य च यथासंख्यं भवति । (तत्त्वा० भा०)**

અર્થઃ—તે ચતુર્વિધ શુક્લધ્યાન ત્રણયોગવાળા, એક યોગવાળા, કાયયોગવાળા અને અયોગીને અનુક્રમે હોય છે. તેમાં પ્રથમ અને બીજું શુક્લધ્યાન ઉપશાન્ત કષાય અને ક્ષીણકષાયને હોય છે. **"शुक्ले चाद्ये । " तत्त्वा० अ० ९ सू० ३८.** અર્થઃ—આદિના બે શુક્લધ્યાન ઉપશાન્તકષાય અને ક્ષીણકષાયને હોય છે. **" परे केवलिनः**

।" તત્ત્વા૦ અ૦ ૯ સૂ૦ ૩૯. અર્થ:—બાકીના બે શુક્લધ્યાન કેવલજ્ઞાનીને હોય છે.

તેમાં પ્રથમ શુક્લધ્યાનમાં પૂર્વશ્રુતને અનુસારે એક દ્રવ્યના, ઉત્પાદ, સ્થિતિ, નાશ, મૂર્તત્વ, અમૂર્તત્વ ઇત્યાદિ પર્યાયોનું દ્રવ્યાર્થિક, પર્યાયાર્થિક વગેરે વિવિધ નયોદ્વારા ચિન્તન કરવાનું હોય છે. અને દ્રવ્યથી શબ્દમાં અને શબ્દથી દ્રવ્યમાં સંક્રમણ થાય છે. મનોયોગથી કાયયોગ કે વચનયોગમાં, કાયયોગથી મનોયોગમાં કે વચનયોગમાં અને વચનયોગથી મનોયોગ કે કાયયોગમાં સંક્રમણ થાય છે. અને તે શુક્લ ધ્યાન વીતરાગ છદ્મસ્થને હોય છે. યદ્યપિ આ ધ્યાનમાં સંક્રમણ છે, તેથી મનની સ્થિરતાને અભાવે ધ્યાન કેમ કહેવાય? એ શંકા કરવી અનુચિત છે. કેમકે એક દ્રવ્યમાં મનની સ્થિરતા હોવાથી તેને ધ્યાન કહી શકાય છે,

યોગશાસ્ત્રમાં પ્રથમ શુક્લધ્યાન એકયોગવાળા અથવા ત્રણયોગવાળાને કહ્યું છે અને તત્ત્વાર્થમાં ત્રણયોગવાળાને કહ્યું છે. અહીં યોગનું સંક્રમણ હોવાથી મનોયોગમાંથી કાયયોગ કે વચનયોગમાં સંક્રમણ કરે છે. તેથી તેને મન વગેરેમાંનો કોઈ એક યોગ હોય અને સામાન્ય રીતે ત્રણે યોગ હોય એમ સંભવે છે.

બીજા શુક્લધ્યાનમાં યોગનું સંક્રમણ નહિ હોવાથી ત્રણમાંથી કોઇ પણ એક યોગનો સંભવ છે. આ શુક્લધ્યાનમાં પૂર્વશ્રુતને અનુસારે ઉત્પાદ, સ્થિતિ અને નાશ વગેરે અનેક પર્યાયોમાંના કોઈ એક પર્યાયનો વિચાર હોય છે. તેમ શબ્દ અને અર્થ તથા યોગાન્તરમાં સંક્રમણ થતું નથી, તેથી ચિત્ત વિશેષ સ્થિર હોય છે.

"निर्वाणगमनसमये-मोक्षगमनप्रत्यासन्नसमये केवलिनः-सर्वज्ञस्य मनोयोग-वाग्योगद्वये निरुद्धे सति बादरे च काययोगे निरुद्धे सूक्ष्मा उच्छ्वास-निःश्वासादिका कायक्रिया यत्र तत् तथा अप्रतिपाति-अनिवर्ति।" (योग० प्र० ११ श्लो० ८ टीका)

અર્થઃ—મોક્ષ જવાના સમયે કેવલજ્ઞાનીને મનોયોગ અને વચનયોગનો રોધ થવાથી તથા બાદર કાયયોગનો રોધ થવાથી જ્યાં ઉશ્વાસ નિઃશ્વાસાદિક સૂક્ષ્મ ક્રિયા હોય એવું અપ્રતિપાતી ત્રીજું શુક્લધ્યાન કહેવાય છે.

પૃ૦ ૧૨૯.

ઉત્સર્ગ. "बाह्याभ्यन्तरोपध्योः (तत्त्वा० अ० ९ सू० २६.) व्युत्सर्गो द्विविधः–बाह्योऽभ्यन्तरश्च । तत्र बाह्यो द्वादशरूपकस्योपधेः । अभ्यन्तरः शरीरस्य कषायाणां चेति ।

અર્થઃ—ઉત્સર્ગ–ત્યાગ, તેના બે પ્રકાર છે–બાહ્ય અને અભ્યન્તર. તેમાં બાર પ્રકારની ઉપધિ–વસ્ત્રપાત્રાદિ ઉપકરણનો ત્યાગ કરવો તે બાહ્ય ઉત્સર્ગ, અને શરીર અને કષાયોનો ત્યાગ કરવો તે અભ્યન્તર ઉત્સર્ગ.

પૃ૦ ૧૫૦.

આહાર. સર્વે જીવોને અપર્યાપ્તાવસ્થામાં જ્યાં સુધી શરીર પર્યાપ્તિ પૂર્ણ ન કરી હોય ત્યાં સુધી ઓજાહાર હોય છે, અને શરીર પર્યાપ્તિ પૂરી થયા પછી ત્વચાના સ્પર્શદ્વારા લોમાહાર હોય છે. અને ત્વચાના ગંભવ શરીરપર્યાપ્તિ પૂર્ણ થયા બાદ હોય છે.

પૃ૦ ૧૫૮.

સિદ્ધોના બે ભેદ છે–૧ અનન્તરસિદ્ધ અને પરંપર સિદ્ધ. તેમાં પરંપર સિદ્ધના એક સમયસિદ્ધ, દ્વિસમયસિદ્ધ વગેરે અનન્ત ભેદો થાય છે. અને અનન્તર સિદ્ધના જિનસિદ્ધાદિ પંદર ભેદો છે. તેમાંના પુરુષલિંગસિદ્ધ, સ્ત્રીલિંગસિદ્ધ અને નપુંસકલિંગસિદ્ધ એ ત્રણ ભેદો અહિં કહ્યા છે.

"से किं तं असंसारसमावण्णजीवपन्नवणा । असंसारसमावण्णजीवपन्नवणा दुविहा पन्नत्ता । तंजहा–अणंतरसिद्धअसंसारसमावण्णजीवपन्नवणा य परंपरसिद्धअसंसारसमावण्णजीवपन्नवणा य । से किं तं अणंतरसिद्धअसंसारसमावण्णजीवपन्नवणा ? अणंतरसिद्ध० पण्णरसविहा पन्नत्ता । तंजहा–तित्थसिद्धा अतित्थसिद्धा × × × ।

से किं तं परंपरसिद्धअसंसारसमावण्णजीवपन्नवणा ? २ अणेगविहा पन्नत्ता । तंजहा–अपढमसमयसिद्धा, दुसमय-

सिद्धा, तिसमयसिद्धा, चउसमयसिद्धा, जाव संखिज्जसमयसिद्धा, असंखिज्जसमयसिद्धा, अणंतसमयसिद्धा । सेत्तं परंपरसिद्धासंसारसमावण्णजीवपन्नवणा ॥ " (प्रज्ञा० पद १ पृ०१८.)

અર્થ:—અસંસારસમાપન્ન જીવપ્રજ્ઞાપનાના બે પ્રકાર છે, તે આ પ્રમાણે—અનન્તર સિદ્ધ અસંસાર સમાપન્ન જીવપ્રજ્ઞાપના અને પરંપર સિદ્ધ અસંસાર સમાપન્ન જીવપ્રજ્ઞાપના. (જેને એક સમયનું અન્તર–વ્યવધાન નથી તે અનન્તર સિદ્ધ કહેવાય છે. અર્થાત્ સિદ્ધપણાના પ્રથમ સમયે વર્તતા હોય તે જાણવા. વિવક્ષિત પ્રથમ સમયે જે સિદ્ધ થાય તેની અપેક્ષાએ જે બીજે સમયે સિદ્ધ થાય તે, તથા તેની અપેક્ષાએ જે ત્રીજે સમયે સિદ્ધ થાય ઇત્યાદિ તે પરમ્પર સિદ્ધ કહેવાય અર્થાત્ વિવક્ષિત સિદ્ધના પ્રથમ સમયની પૂર્વે બે ઇત્યાદિ સમયોને વિષે અનન્ત અતીતકાલ સુધી વર્તતા હોય તે જાણવા.)

હવે પરંપરસિદ્ધ અસંસાર સમાપન્ન જીવપ્રજ્ઞાપના કેટલા પ્રકારે છે? તે અનેક પ્રકારે છે. તે આ પ્રમાણે–અપ્રથમસમયસિદ્ધ (જે પ્રથમસમય શિવાય બાકીના સમયે સિદ્ધ થયેલા હોય તે, અર્થાત્ પરંપરસિદ્ધના પ્રથમાદિ સમયે વર્તતા હોય તે જાણવા. એટલે સિદ્ધપણાનાં બીજે સમયે વર્તતા હોય તે, ત્રણ ઇત્યાદિ સમયને વિષે વર્તતા હોય તે દ્વિસમય સિદ્ધાદિ કહેવાય છે.) દ્વિસમયસિદ્ધ ત્રિસમયસિદ્ધ ઇત્યાદિ યાવત્ અનન્તસમયસિદ્ધ જાણવા. એ પ્રમાણે પરંપરસિદ્ધ કહ્યા.

પૃ૦ ૧૭૩.

પાર્શ્વનાથના શિષ્ય અને ભીષ્મ બન્ને ગાંગેય નામથી પ્રસિદ્ધ છે. તેમાં 'ભીષ્મ પિતામહ સ્વર્ગે ગયા' તેમ પાંડવચરિત્રમાં જણાવ્યું છે. ભગવતીસૂત્ર પ્રસિદ્ધ પાર્શ્વનાથના સંતાનીય ગાંગેય મુનિ નપુંસક તરીકે પ્રસિદ્ધ નથી, એટલે અહિં ક્યા ગાંગેય લેવા તે અસ્પષ્ટ રહે છે. કદાચ મતાન્તરે ભીષ્મપિતામહ મોક્ષે ગયા હોય, અથવા તો કોઇ અન્યગ્રન્થે ગાંગેયમુનિ સંબંધે નપુંસક હોવાનો ઉલ્લેખ મળે તો સ્પષ્ટ થઇ શકે.

---

# परिशिष्ट ख.

## પારિભાષિક શબ્દ કોષ.

| શબ્દ | પૃષ્ઠ–પંક્તિ |
|---|---|
| अ | |
| અંગોપાંગનામકર્મ | ૬૪–૭ |
| અતગાય | ૧૩૬–૧૯ |
| અકર્મભૂમિજ | ૧૬–૧૭ |
| અગુરુલઘુનામ | ૬૫–૧૮ |
| અગ્રશૌચ | ૧૨૬–૧૯ |
| અચક્ષુદર્શન | ૭૪–૭ |
| અચેનકપરિષહ | ૧૦૩–૫ |
| અજિનસિદ્ધ | ૧૭૦–૧ |
| અજીવ | ૩–૪ |
| અતીર્થસિદ્ધ | ૧૭૦–૭ |
| અધર્માસ્તિકાય | ૪૧–૧૨ |
| અધિકરણિકી | ૯૧–૨૧ |
| અર્ધનારાચસંઘયણનામ | ૮૦–૧૭ |
| અનવકાંક્ષપ્રત્યયિકી | ૯૪–૧૩ |
| અનવસ્થાપ્ય | ૧૨૪–૧ |
| અનશન | ૧૧૯–૨૧ |
| અનાદેયનામકર્મ | ૮૪–૭ |
| અનાભોગિકી | ૮૪–૧૦ |
| અનિત્યભાવના | ૧૧૦–૧૨ |
| અનિષ્ટસંયોગ | ૧૨૬–૧૭ |
| અનુભાગબંધ | ૧૩૩–૧ |
| અનુયોગ | ૧૪૨–૬ |
| અનેકસિદ્ધ. | ૧૭૧–૧૭ |
| અનન્તાનુબંધી | ૭૬–૨૧ |
| અન્તરદ્વાર | ૧૪૩–૧૩ |
| અન્તર્દ્વીપજ | ૧૬–૧૩ |
| અન્ધકાર | ૫૧–૧૮ |
| અન્યત્વભાવના | ૧૧૧–૫ |
| અન્યલિંગસિદ્ધ | ૧૭૦–૧૨ |
| અપર્યાપ્તા | ૩૦–૧૧ |
| અપર્યાપ્તનામ. | ૮૩–૧૩ |
| અપાયવિચય | ૧૨૭–૩ |
| અપ્કાય | ૧૩–૧૫ |
| અપ્રવેશ | ૫૮–૧૭ |
| અપ્રત્યાખ્યાનિકી | ૯૧–૨૨ |
| અપ્રત્યાખ્યાનાવરણ | ૭૭–૧ |
| અપ્રાપ્યકારી | ૩૫–૪ |
| અબ્રહ્મચર્ય | ૮૮–૩ |
| અભ્યન્તરનિર્વૃત્તીન્દ્રિય | ૩૩–૫ |
| અયશનામ | ૮૪–૧૦ |
| અરતિપરિષહ | ૧૦૩–૯ |
| અરૂપિ | ૮–૧૧ |
| અલાભપરિષહ | ૧૦૪–૨૦ |
| અલ્પબહુત્વદ્વાર | ૧૪૪–૧ |
| અવધિદર્શનાવરણ | ૭૪–૧૨ |

---

સત્ય તત્ત્વની શ્રદ્ધા-રુચિ થાય છે તેને [1]સમ્યગ્ દર્શન કહે છે. તત્ત્વનું યથાર્થ જ્ઞાન તે સમ્યગ્ જ્ઞાન. અને હિંસાદિ કાષાયિક ભાવની નિવૃત્તિ અને અહિંસાદિ વિશુદ્ધ ભાવની પ્રાપ્તિ તે સમ્યક્ ચારિત્ર. હવે તેમાં પ્રથમ સમ્યગ્ દર્શનના વિષયરૂપ જીવાદિ નવ તત્ત્વોને જણાવે છે—

**जीवा-जीवा पुण्णं पावा-सव संवरो य निज्जरणा।**
**बंधो मुक्खो य तहा नव तत्ता हुंति नायव्वा ॥१॥**

[ जीवाजीवौ पुण्यं पापास्रवौ संवरश्च निर्जरणा ।
बन्धो मोक्षश्च तथा नव तत्त्वानि भवन्ति ज्ञातव्यानि ॥ ]

અર્થ—[ जीवाजीवौ ] જીવ, અજીવ, [पुण्य] પુણ્ય, [पापास्रवौ] પાપ,આસ્રવ,[ संवरश्च ] સંવર,[ निर्जरणा ] નિર્જરા, [बंधो] બંધ, [ मोक्षश्च तथा ] અને મોક્ષ-[ नव तत्त्वानि ] એ નવતત્ત્વો [ ज्ञातव्यानि ]જાણવા યોગ્ય [ भवन्ति ] છે.

વિવેચન—સમ્યગ્ દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર મોક્ષનું કારણ છે. જીવાદિ તત્ત્વની શ્રદ્ધા-રુચિ થવી તે સમ્યગ્દર્શન. તે જીવાદિ તત્ત્વો નવ પ્રકારે છે.

૧. જીવ જેનામાં ચેતના એટલે જ્ઞાન, અને સુખ-દુઃખાદિની લાગણી હોય તે જીવતત્ત્વ. તે ચેતના એકેન્દ્રિયથી

---

૧ दर्शनं मुक्तिबीजं सम्यक्त्वं तत्त्ववेदनम् ।
दुःखान्तकृत् सुखारम्भः पर्यायास्तस्य कीर्तिताः ॥
( શાસ્ત્રવાર્તા. સ્તબક ૮. શ્લો. ૧૫. )

અર્થ-દર્શન, મુક્તિબીજ, સમ્યક્ત્વ, તત્ત્વવેદન ( તત્ત્વને જાણનાર ) દુખનો અન્ત કરનાર, અને સુખનો આરંભ એ સમ્યગ્દર્શનના પર્યાયો છે.

માંડીને પંચેન્દ્રિય સુધીના સર્વ જીવોમાં વત્તા કે ઓછા અંશે હોય છે; પણ જીવ શિવાય બીજા પદાર્થમાં નથી, માટે [1]ચેતના એ જીવનું લક્ષણ છે.

**૨. અજીવ.** ચેતના રહિત જડ તે અજીવતત્ત્વ.

**૩. પુણ્ય.** જેના ઉદયથી બાહ્ય સુખનો અનુભવ થાય એવા શુભ કર્મના પુદ્‌ગલો તે પુણ્યતત્ત્વ.

---

૧ કર્મનો કર્તા, તેના ફલનો ભોક્તા, કર્મનો હર્તા અને ચેતનાયુક્ત હોય તેને જીવ કહે છે. તેમાં જીવ શુભ અને અશુભ કર્મનો કર્તા છે, જેમ તેલથી સ્નિગ્ધ થયેલા શરીરે ઉડતી રજ ચોટી જાય તેમ રાગ, દ્વેષ અને મોહરૂપ પરિણામથી જીવને કાર્મણ વર્ગણા (કર્મને યોગ્ય પરમાણુઓ) લાગે છે તેને દ્રવ્યકર્મ કહે છે, અને તેના કારણભૂત રાગ દ્વેષ અને મોહરૂપ આત્માના પરિણામને ભાવકર્મ કહે છે દ્રવ્યકર્મ અને ભાવકર્મનો પરસ્પર કાર્યકારણભાવ છે—એટલે દ્રવ્યકર્મના ઉદયથી રાગદ્વેષાદિ ભાવકર્મ થાય છે અને ભાવકર્મવડે દ્રવ્યકર્મ બંધાય છે. એ બન્ને પ્રકારના કર્મનો આત્મા કર્તા છે રાગદ્વેષાદિ પરિણામરૂપ ભાવ કર્મનો ખાસ કર્તા છે, અને તે દ્વારા દ્રવ્યકર્મનો કર્તા છે. વળી તે કર્મના ફલ—સુખ અને દુઃખનો ભોક્તા છે તેમજ સમ્યગ્દર્શનાદિ વડે તે કર્મનો હર્તા—નાશ કરનાર છે આ વિશેષણો જૈન દષ્ટિએ આત્માનું સ્વરૂપ બતાવવા માટે છે, પણ ચેતના' એ જીવનુ લક્ષણ છે, કેમકે તે જીવનો અસાધારણ ધર્મ—સ્વભાવ છે, જીવ શિવાય બીજા કોઇ પદાર્થમા ચેતના નથી. ચેતના શરીરનો ધર્મ નથી. જો શરીરનો ધર્મ હોય તો મૃત શરીરને વિષે પણ ચૈતન્ય હોવુ જોઇએ તેમ ઇન્દ્રિયોનો પણ ધર્મ નથી, જો એમ હોય તો પૂર્વે ચક્ષુ વગેરે કોઇ ઇન્દ્રિય દ્વારા અનુભવ થયો હોય અને ત્યાર પછી તે ઇન્દ્રિયનો કોઇ પણ કારણથી નાશ થાય, તો તે ઇન્દ્રિયે પૂર્વે અનુભવેલા વિષયનું તેને સ્મરણ નહિ થાય; કેમકે તે ઇન્દ્રિયનો અનુભવ તેના નાશની સાથેજ નષ્ટ થઇ જશે, અને અનુભવ સિવાય સ્મૃતિ નહિ થાય.

૪. પાપ. જેના ઉદયથી દુઃખનો અનુભવ થાય તેવા અશુભ કર્મના પુદ્દગલો તે પાપતત્ત્વ.

૫. આસ્રવ. શુભ યા અશુભ કર્મનાં હેતુઓ તે આસ્રવતત્ત્વ.

૬. સંવર. જે આસ્રવને રોકે તે સંવરતત્ત્વ.

૭. નિર્જરા. જેથી કર્મનો અંશતઃ ક્ષય થાય તે નિર્જરાતત્ત્વ.

૮. બન્ધ. આત્મા અને કર્મનો ક્ષીર-નીરની પેઠે પરસ્પર સંબન્ધ થવો તે બન્ધતત્ત્વ.

૯. મોક્ષ કર્મનો સર્વથા ક્ષય થવાથી આત્મિક શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ તે મોક્ષતત્ત્વ.

શિષ્ય—હે ભગવન્! જૈન પ્રવચનમાં નવ તત્ત્વો કહ્યાં છે, પરન્તુ તેઓનો જીવ અને અજીવ એ બે તત્ત્વમાં સમાવેશ થઇ શકે છે. જેમકે જીવ અને અજીવ એ બે મૂળ તત્ત્વો છે. પુણ્ય અને પાપ શુભાશુભ કર્મના પુદ્દગલો હોવાથી તેનો અજીવમાં સમાવેશ થાય, કર્મબન્ધના હેતુભૂત મિથ્યાદર્શનાદિ રૂપ જીવનો પરિણામ તે આસ્રવ; અને તે જીવના પરિણામ રૂપ હોવાથી તેનો જીવમાં સમાવેશ થાય, અથવા તે મિથ્યાદર્શનાદિરૂપ જીવનો કર્મજન્ય વિભાવ પરિણામ હોવાથી નિશ્ચય દૃષ્ટિથી તેનો કર્મમાં એટલે અજીવ તત્ત્વમાં સમાવેશ થાય. સંવર તે કર્મ બન્ધના હેતુઓને રોકવારૂપ જીવનું શુદ્ધ સ્વરૂપ છે, માટે તેનો જીવમાં સમાવેશ થાય. નિર્જરા કર્મનો નાશ કરનાર જીવનું શુદ્ધ સ્વરૂપ છે; તેથી તેનો પણ જીવમાં સમાવેશ થઇ શકે. બંધ એ આત્માની સાથે કર્મના સંબન્ધરૂપ

હોવાથી અને તેમાં કર્મનું પ્રાધાન્ય હોવાથી તેનો અજીવમાં સમાવેશ થાય, અને મોક્ષ એ કર્મના સર્વથા ક્ષયથી પ્રગટ થયેલું જીવનું વિશુદ્ધ સ્વરૂપ છે તેથી તેનો પણ જીવમાં સમાવેશ થાય. અર્થાત્ પુણ્ય, પાપ અને બંધ તત્ત્વોનો અજીવમાં; સંવર, નિર્જરા અને મોક્ષ તત્ત્વોનો જીવમાં, અને આસવનો જીવમાં કે અજીવમાં સમાવેશ થાય છે; તે માટે જીવ અને અજીવ એ બે તત્ત્વો કહેવા જોઈએ; તો નવતત્ત્વો કહેવાનું શું પ્રયોજન ?

ગુરુ—બાપુ ! સાંભળ, યદ્યપિ નવ તત્ત્વોનો જીવ અને અજીવ એ બે તત્ત્વમાં સમાવેશ થાય છે, તોપણ હેય (ત્યાગ કરવા યોગ્ય) તત્ત્વોના ત્યાગ કરવા માટે તેમજ ઉપાદેય તત્ત્વને ગ્રહણ કરવા માટે નવ તત્ત્વોનો ઉપદેશ કરેલો છે. તેમાં પ્રથમ મુમુક્ષુને (મોક્ષની ઇચ્છાવાળાને) સર્વ સુખના મૂળભૂત આત્માની સ્વાભાવિક સ્થિતરૂપ મોક્ષ ઉપાદેય (ગ્રહણ કરવા યોગ્ય) છે, અને સર્વ દુઃખનું મૂળ કારણ બંધ હેય (તજવા લાયક) છે. મોક્ષના કારણ ભૂત સંવર અને નિર્જરા ઉપાદેય છે, અને બંધના કારણ ભૂત આસવ હેય છે. પુણ્ય અને પાપ બંધરૂપ હોવાથી તે પણ હેય છે; તેમાં પ્રથમ પાપ હેય જ છે, અને મોક્ષનું પરંપરા કારણ હોવાથી પુણ્ય કથંચિત્ ઉપાદેય છે; પરન્તુ છેવટે તે બન્ને મોક્ષના [1]પ્રતિબંધક (રોકનાર) હોવાથી હેય છે. જીવ અને અજીવ તત્ત્વ જાણવા યોગ્ય હોવાથી

---

1 न चायसस्य बन्धस्य तथा हेममयस्य च
फले कश्चिद् विशेषोऽस्ति पारतन्त्र्याविशेषतः ॥
શાસ્ત્રવાર્તા. સ્તબક ૧. શ્લો. ૧૮.

અને તેનું જ્ઞાન મોક્ષ પ્રાપ્તિમાં ઉપયોગી હોવાથી બન્ને તત્ત્વોનું કથન કરેલું છે. અર્થાત્ નવતત્ત્વમાં મોક્ષ, મોક્ષનો ઉપાય, બંધ અને બંધનો ઉપાય એ ચાર બાબતનું મુખ્યત્વે કથન છે; અને બીજી બાબતનું પ્રાસંગિક (ગૌણ) કથન છે. પુણ્ય અને પાપમાં પ્રથમ પાપ હેય છે અને પુણ્ય ઉપાદેય છે એવું જણાવવા બંધથી તેનું પૃથક્ કથન કર્યું છે. તેમજ જીવ અને અજીવ એ બન્ને મૂળ તત્ત્વની દૃષ્ટિથી કહેલા છે. ×અન્યત્ર પુણ્ય અને પાપતત્ત્વ શિવાય સાત તત્ત્વો કહેલાં છે; કારણ કે પુણ્ય અને પાપ શુભ અને અશુભ કર્મના બંધરૂપ હોવાથી તેઓનો બંધમાં અન્તર્ભાવ થાય છે.

**દ્રવ્ય અને ભાવ.** જેમ દરેક વસ્તુનો વિશેષ અને સ્પષ્ટ બોધ થવા માટે સામાન્ય રીતે દ્રવ્ય અને ભાવ એ [1]બે ભેદ થઇ શકે છે, તેમ જીવાદિ નવ તત્ત્વોનો વિશેષ

---

અર્થ–લોહમય બન્ધ (પાપ) અને સુવર્ણમય બન્ધ (પુણ્ય) બન્ધનરૂપ ફલની અપેક્ષાએ સરખા જ છે, કારણ કે બન્નેમા પરતન્ત્રતા સરખી જ છે.

×जीवा–जीवा–स्रव–बन्ध–संवर–निर्जरा–मोक्षास्तत्त्वम् ।
(तत्त्वार्थ. अ. १. सू ४)

૧ કોઈ પણ પદાર્થના વિશેષ અને સ્પષ્ટ બોધ થવા માટે તેને નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર અવસ્થામા વહેંચી શકાય છે, તેને ન્યાસ અથવા નિક્ષેપ કહે છે. જીવાદિ તત્ત્વોના વિશેષ અને સ્પષ્ટ બોધને માટે નામાદિ ચાર નિક્ષેપ થાય છે. મૂળ અર્થની અપેક્ષા શિવાય કોઇ પણ વસ્તુનુ નામ તે **નામનિક્ષેપ.** જેમકે જીવ અથવા અજીવ દ્રવ્યનું 'જીવ' એવુ નામ પાડ્યું હોય તે નામજીવ. અથવા ગોવાળના છોકરાનું 'ઇન્દ્ર' એવું નામ તે નામઇન્દ્ર. મૂળ અર્થથી ભિન્ન વસ્તુમા મૂળ અર્થના અભિપ્રાયથી સ્થાપન કરાય તે **સ્થાપના**

અને સ્પષ્ટ બોધ થવા માટે તેના દ્રવ્ય અને ભાવ એવા બે ભેદ થાય છે [૨]દ્રવ્ય એટલે કારણ અથવા પૌદ્ગલિક વસ્તુ, અને ભાવ એટલે કાર્યયોગ્ય મૂળ વસ્તુ, અથવા આત્મિક પરિણામ જેમકે દ્રવ્યજીવ–જીવદ્રવ્યનું કારણ, પણ જીવ નિત્ય હોવાથી તેનું કારણ નથી, માટે દ્રવ્યજીવ નથી ભાવ જીવ–પ્રાણ ધારણ કરનાર સિદ્ધ અને સસારી જીવો દ્રવ્ય અજીવ–અજીવદ્રવ્યનું કારણ પણ મૂળ અજીવદ્રવ્યનું કારણ બીજો કોઈ જીવ પદાર્થ નથી, માટે દ્રવ્ય અજીવ નથી ભાવ અજીવ–ધર્માસ્તિકાયાદ દ્રવ્યો શુભ કર્મના પુદ્ગલો તે દ્રવ્યપુણ્ય, અને પુણ્યબધના કારણભૂત આત્માના દાનાદિ શુભ પરિણામ તે ભાવપુણ્ય મિથ્યાદર્શનાદિરૂપ કર્મ તે દ્રવ્યાસ્રવ, અને મિથ્યાદર્શનાદિરૂપ આત્માનો પરિણામ તે ભાવાસ્રવ આસ્રવના નિરોધ કરવા માટે સમિતિ–ગુપ્તિ વગેરેનું આચરણ તે દ્રવ્યસવર, અને આસ્રવને રોકનાર આત્માનો

---

નિક્ષેપ જેમકે કોઈ જીવની પ્રતિમા કે ચિત્ર હોય તે સ્થાપના જીવ મૂળ વસ્તુનુ કારણ તે દ્રવ્યનિક્ષેપ જેમ ઘટનુ કારણ માટીનો પિંડ તે દ્રવ્યઘટ અથવા જીવદ્રવ્યનુ કારણ તે દ્રવ્યજીવ પરન્તુ એ ભગ શૂન્ય છે કાર્યને યોગ્ય મૂળ વસ્તુ તે ભાવનિક્ષેપ જેમકે પાણીને ધારણ કરનાર ઘટ તે ભાવઘટ અથવા પ્રાણ ધારણ કરનાર સિદ્ધ અને સસારી જીવ તે ભાવજીવ ઉપર કહેલા જીવાદિ તત્ત્વોના દ્રવ્ય અને ભાવ એ બન્ને ભેદો દ્રવ્યનિક્ષેપ અને ભાવનિક્ષેપરૂપ છે

૨ ક્વચિત્ દ્રવ્યશબ્દ અનુપયોગવાચી અને અપ્રાધાન્યવાચી છે જેમકે ઉપયોગ વિના કરેલી જિનપૂજાને દ્રવ્યપૂજા કહેવામા આવે છે અને આચાર્યના ગુણ રહિત અપ્રધાન આચાર્ય અગારમર્દકને દ્રવ્યાચાર્ય કહે છે

શુદ્ધ પરિણામ તે ભાવસંવર. વિપાક અથવા તપ વડે કર્મનો અંશતઃ ક્ષય કરવો તે દ્રવ્યનિર્જરા, અને આત્માનો શુદ્ધ ઉપયોગ તે ભાવનિર્જરા. કર્મનો આત્માની સાથે સંબન્ધ તે દ્રવ્યબન્ધ, અને આત્માના રાગદ્વેષાદિ પરિણામ તે ભાવબન્ધ. સર્વ કર્મનો ક્ષય થવો તે દ્રવ્ય મોક્ષ, અને આત્માનું શુદ્ધ સ્વરૂપમાં રહેવું તે ભાવમોક્ષ.

**રૂપી અને અરૂપી.** આ નવતત્ત્વમાં કેટલાક તત્ત્વો રૂપી અને કેટલાક અરૂપી છે. વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ સહિત હોય તે રૂપી અથવા મૂર્ત કહેવાય છે, અને જે વર્ણાદિ રહિત હોય તે અરૂપી અથવા અમૂર્ત કહેવાય છે. જીવ વર્ણાદિ રહિત હોવાથી અરૂપી છે, પણ સંસારાવસ્થામાં શરીરાદિ સહિત હોવાથી તેની રૂપીમાં ગણના કરી છે. અજીવ તત્ત્વમાં પુદ્ગલ દ્રવ્ય રૂપી છે, અને આકાશાદિ ચાર દ્રવ્યો અરૂપી છે. પુણ્ય અને પાપ શુભાશુભ કર્મરૂપ હોવાથી રૂપી છે. આસ્રવતત્ત્વમાં દ્રવ્યઆસ્રવ મિથ્યાદર્શનાદિ-

---

૧ તત્ત્વાર્થ ટીકામાં આસ્રવાદિ તત્ત્વોમાં દ્રવ્ય અને ભાવનો વિચાર આ પ્રમાણે કર્યો છે—રાગાદિ પરિણામરૂપે ઉદયમાં નહિ આવેલા કર્મપુદ્ગલો તે દ્રવ્યાસ્રવ, અને રાગાદિ પરિણામ રૂપે ઉદયમાં આવેલા કર્મ પુદ્ગલો તે ભાવાસ્રવ. નિગડાદિનો બંધ તે દ્રવ્યબન્ધ, અને પ્રકૃત્યાદિરૂપ કર્મનો બંધ તે ભાવબન્ધ, ઢાંકવું તે દ્રવ્યસંવર, અને સમિતિ–ગુપ્ત્યાદિ પરિણામયુક્ત જીવનો શુદ્ધ સ્વભાવ તે ભાવસંવર. ડાંગર વગેરેના ફોતરાં ઉખડી જાય તે દ્રવ્યનિર્જરા, અને સમ્યગ્જ્ઞાનાદિ અનુષ્ઠાનપૂર્વક કર્મનો ક્ષય તે ભાવનિર્જરા. નિગડાદિ બંધનો વિયોગ તે દ્રવ્યમોક્ષ, અને સર્વ કર્મનો વિયોગ તે ભાવમોક્ષ. જુઓ–( સિદ્ધસેનગણિપ્રણીત તત્ત્વાર્થ ટીકા. પૃ. ૪૯. )

રૂપ કર્મનો પરિણામ હોવાથી રૂપી છે, અને ભાવાસ્રવ આત્માનો મિથ્યાદર્શનાદિરૂપ અશુદ્ધ પરિણામ હોવાથી અરૂપી છે. સંવર આત્માના સમિતિ–ગુપ્ત્યાદિ શુદ્ધ ઉપયોગ-રૂપ હોવાથી અરૂપી છે. નિર્જરા કર્મના ક્ષય કરવારૂપ આત્માનો શુદ્ધ ઉપયોગ છે, તેથી તે અરૂપી છે. આત્માની સાથે કર્મના સંબન્ધરૂપ દ્રવ્યબન્ધ રૂપી છે, અને રાગદ્વેષાદિ પરિણતિરૂપ ભાવબન્ધ અરૂપી છે. સર્વ કર્મના ક્ષય થવાથી આત્માનું શુદ્ધ સ્વરૂપમાં રહેવું તે મોક્ષ છે, અને તેથી તે અરૂપી છે.

હવે નવ તત્ત્વોના ભેદો જણાવે છે—

**चउदस चउदस वायालीसा वासीअ हुंति वायाला।**
**सत्तावन्नं वारस चउ नव भेआ कमेणेसिं ॥२॥**

[चतुर्दश चतुर्दश द्विचत्वारिंशद् द्व्यशीतिश्च भवन्ति द्विचत्वारिंशत्।
सप्तपञ्चाशद् द्वादश चत्वारो नव भेदाः क्रमेणैषाम् ॥]

અર્થ—જીવતત્ત્વના [चतुर्दश] ચૌદ ભેદો, અજીવતત્ત્વના [चतुर्दश] ચૌદ ભેદો, પુણ્યતત્ત્વના [द्विचत्वारिंशत्] બેંતાળીશ ભેદો, પાપ તત્ત્વના [द्व्यशीतिश्च] બ્યાશી ભેદો, આસ્રવતત્ત્વના [द्विचत्वारिंशत्] બેંતાળીશ ભેદો, સંવરતત્ત્વના [सप्तपंचाशत्] સત્તાવન ભેદો, નિર્જરાતત્ત્વના [द्वादश] બાર ભેદો, બંધતત્ત્વના [चत्वारः] ચાર ભેદો અને મોક્ષ તત્ત્વના [नव भेदाः] નવ ભેદો. [एषां] એ નવ તત્ત્વના [क्रमेण] અનુક્રમે ભેદો જાણવા.

## जीवतत्त्व.

હવે જીવના એકથી માંડીને ૭ પ્રકાર દર્શાવે છે—

**एगविह-दुविह-तिविहा चउव्विहा पंच-छव्विहा जीवा।**
**चेयण-तस-इयरेहिं वेय-गइ-करण-काएहिं ॥३॥**

[एकविध-द्विविध-त्रिविधाः चतुर्विधाः पञ्च-षड्विधा जीवाः।
चेतना-त्रस-इतरैः वेद-गति-करण-कायैः ॥]

અર્થ—[चेतना-]ચેતના વડે [जीवाः]જીવો [एकविध-]એક પ્રકારના છે. [त्रस-इतरै] ત્રસ અને સ્થાવર વડે [द्विविध-] બે પ્રકારે છે. [वेद-] વેદ વડે [त्रिविधाः] ત્રણ પ્રકારે છે [-गति-] ગતિ વડે [चतुर्विधाः]ચાર પ્રકારે છે. [-करण-] ઇન્દ્રિયોવડે [पञ्च-] પાંચ પ્રકારે છે, અને [-कायै] કાયવડે [षड्विधा] છ પ્રકારે છે.

**વિવેચન**—ચેતના એટલે જ્ઞાન અને સુખ-દુઃખાદિની લાગણી, તે એકેન્દ્રિય જીવોથી આરંભી પંચેન્દ્રિય સુધીના સર્વ જીવોમાં હોય છે, તે ચેતના દર્શન અને જ્ઞાન એ +બે પ્રકારે છે સામાન્ય અવબોધ તે દર્શનચેતના, અને

---

+ ચેતના ત્રણ પ્રકારે પણ છે—૧ જ્ઞાનચેતના, ૨ કર્મચેતના અને ૩ કર્મફલચેતના. ૧ ઘટપટાદિ વસ્તુના જ્ઞાનરૂપે ચેતનાનો પરિણામ તે જ્ઞાનચેતના. ૨ સમય સમય પૌદ્ગલિક (દ્રવ્ય) કર્મના નિમિત્તથી જે જે ક્રોધાદિ પરિણામ થાય તે કર્મચેતના અને ૩ કર્મના ફલ સુખ-દુખરૂપે ચેતનાનો પરિણામ થાય તે કર્મફલચેતના

परिणमति चेयणाए आदा पुण चेदणा तिधाऽभिमदा।
सा पुण णाणे कम्मे फलंमि वा कम्मणो भणिदा॥
णाणं अत्थवियप्पो कम्मं जीवेण जं समारद्धं।
तमणेगविधं भणिदं फलंति सोक्खं व दुक्खं वा॥

[प्रवचनसार ज्ञेयाधिकार गाथा ३१-३२]

અર્થ—આત્મા ચેતના સ્વરૂપે પરિણમે છે, તે ચેતના ત્રણ

વિશેષાવબોધ તે જ્ઞાન ચેતના. આ બન્ને પ્રકારની ચેતના સર્વ જીવોમાં હોય છે માટે ચેતનાવડે સર્વ જીવો એક પ્રકારના છે.

**ત્રસ અને સ્થાવર.** જીવોના ત્રસ અને સ્થાવર એ બે ભેદ છે. જેઓ ત્રસનામ કર્મના ઉદયથી ઇચ્છાપૂર્વક ગમન શક્તિવાળા હોય તે ત્રસ કહેવાય છે, અને તે બેઇન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિય સુધીના જીવો જાણવા. જેઓ સ્થાવર નામ કર્મના ઉદયથી ઇચ્છાપૂર્વક ગમનશક્તિ વિનાના છે તેઓ સ્થાવર કહેવાય છે. તે પૃથિવીકાયથી માંડી વનસ્પતિ પર્યન્ત પાંચ પ્રકારના છે. એ પ્રમાણે ત્રસ અને સ્થાવરવડે જીવો બે પ્રકારના છે.

**વેદ.** વેદ એટલે ઇચ્છા વિશેષ, તેના ત્રણ પ્રકાર છે-૧

---

પ્રકારે કહી છે-૧ જ્ઞાનચેતના કર્મચેતના અને કર્મફલચેતના. જ્ઞાન એટલે અર્થનો વિકલ્પ-પ્રતિભાસ, જીવથી જે કરાય તે ભાવ કર્મને કર્મચેતના કહે છે અને સુખદુઃખરૂપ કર્મનુ ફલ તે કર્મફલચેતના.

પૂ. આનંદઘનજી મહારાજ પણ ચેતનાના ત્રણ પ્રકાર બતાવે છે—

નિરાકાર અભેદ સંગ્રાહક ભેદગ્રાહક સાકારો રે
દર્શન જ્ઞાન દુભેદે ચેતન, વસ્તુગ્રહણ વ્યાપારો રે.
કર્તા પરિણામી પરિણામો કર્મ જે જીવે કરીએ રે
એક અનેક રૂપ નયવાદે નિયતે નર અનુસરીએ રે
દુઃખ-સુખરૂપ કર્મફલ જાણો નિશ્ચય એક આનંદો રે
ચેતનતાપરિણામ ન ચૂકે ચેતન કહે જિનચંદો રે.

(આનંદઘન ચોવીસી વાસુપૂજ્યજિનસ્તવન)

પુરુષવેદ, ૨ સ્રીવેદ અને ૩ નપુંસકવેદ. મોહનીયકર્મના ઉદયથી સ્રીસમાગમની ઈચ્છા થવી તે પુરુષવેદ, પુરુષના સમાગમની ઈચ્છા થવી તે સ્રીવેદ, અને સ્રી–પુરુષ ઉભયના સમાગમની ઈચ્છા થવી તે નપુંસકવેદ. વેદની અપેક્ષાએ જીવો ત્રણ પ્રકારનાછે–૧ પુરુષવેદી,૨ સ્રીવેદી અને ૩ નપુંસક વેદી. તેમાં દેવોમાં સ્રીવેદી અને પુરુષવેદી જીવો હોય છે, એકેન્દ્રિયથી માંડી ચઉરિન્દ્રય સુધીના જીવો, અસંજ્ઞી પંચેન્દ્રિય, અને નારકો માત્ર નપુંસક વેદી અને બાકીના ગર્ભજ મનુષ્ય અને તિર્યંચ ત્રણ વેદ સહિત હોય છે.

ગતિ. ગતિના ચાર પ્રકાર છે–૧ દેવગતિ, ૨ મનુષ્ય ગતિ, ૩ તિર્યંચગતિ અને ૪ નરકગતિ. તે અપેક્ષાએ જીવો ચાર પ્રકારના છે. ૧ દેવ, ૨ મનુષ્ય, ૩ તિર્યંચ અને ૪ નારક.

કરણ. કરણ એટલે ઈન્દ્રિયો, તે જ્ઞાનનું સાધન હોવાથી તેને કરણ કહે છે, તેના પાંચ પ્રકાર છે–૧ સ્પર્શનેન્દ્રિય, ૨ રસનેન્દ્રિય, ૩ ઘ્રાણેન્દ્રિય, ૪ ચક્ષુરિન્દ્રિય અને શ્રોત્રેન્દ્રિય. એ ઇન્દ્રિયોની અપેક્ષાથી જીવો પાંચ પ્રકારના છે.

૧. એકેન્દ્રિય. જેને એક સ્પર્શનેન્દ્રિય ( સ્પર્શ જાણનાર ઈન્દ્રિય) હોય તે +એકેન્દ્રિય કહેવાય છે.

---

+ એકેન્દ્રિય જીવોના પાંચ પ્રકાર છે—૧ પૃથિવીકાય, ૨ અપ્કાય, ૩ તેજઃકાય, ૪ વાયુકાય અને ૫ વનસ્પતિકાય.

૧. પૃથિવીકાય—ખાણમાં રહેલ સ્ફટિક, મણિ, રત્ન, હિંગલો, હરતાલ, મણસીલ, પારો, સુવર્ણાદિ ધાતુઓ, અભ્રક વગેરે, તથા માટી, પત્થર વગેરે પૃથિવીકાયિક જીવો છે. તે જ્યારે ખાણમાંથી બહાર

૨. **બેઇન્દ્રિય.** જેને સ્પર્શન અને રસન (રસ જાણુનાર) ઇન્દ્રિય હોય તે બેઇન્દ્રિય કહેવાય છે. તે કૃમિ, જલો, અલસીયાં, પોરા–વગેરે જીવો જાણવા.

૩. **ત્રીન્દ્રિય.** જેઓને સ્પર્શન, રસન અને ઘ્રાણ–એ ત્રણ ઇન્દ્રિય હોય તે ત્રીન્દ્રિય કહેવાય છે. તે કાનખજૂરા, માંકણ, જૂ, કીડી, ઉધઇ, મકોડા, ઇયળ, સાવા, ધીમેલ, ગીગોડા વગેરે જાણવા.

૪. **ચઉરિન્દ્રિય.** સ્પર્શન, રસન, ઘ્રાણ અને ચક્ષુ એ ચાર ઇન્દ્રિયો જેઓને હોય તે ચઉરિન્દ્રિય કહેવાય છે. તે વીંછી, બગાં, ભ્રમરા, તીડ, માખી, ડાંસ, મચ્છર વગેરે જાણવા.

૫. **પંચેન્દ્રિય.** સ્પર્શન, રસન, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર એ પાંચ ઇન્દ્રિયો જેઓને હોય તે પંચેન્દ્રિય કહેવાય છે.

---

કાઢવામા આવે અને તેને અગ્નિ, તડકા વગેરેની અસર થાય ત્યારે તે નિર્જીવ થઇ જાય છે.

૨. **અપ્કાય**—ભૂમિની અંદર રહેલુ કુવા વગેરેનુ પાણી, વરસાદનુ પાણી, ઝાકળ, હિમ, કરા, હરિતનુ (વનસ્પતિ ઉપર રહેલા જલના બિંદુઓ) ઘનોદધિ (ઘન–કઠણ પાણીનો પિંડ) જે દેવલોક અને નરક પૃથિવીની નીચે રહેલો છે) ઇત્યાદિ અપ્કાયિક જીવો જાણવા.

૩. **તેજઃ કાય**—અંગારાનો અગ્નિ, જ્વાલાયુક્ત અગ્નિ, વિદ્યુત, મુર્મુર–ભાઠો, ઉલ્કાપાત, અશાન (વજ્રાગ્નિ) ઇત્યાદિ અગ્નિકાયના જીવો જાણવા.

૪. **વાયુકાય**—ઉદ્‌ભ્રામક (ઉંચે લઈ જનાર) વાયુ, ઉત્કલિકા (નીચે લઇ જનાર), વટોળીઓ, મોટો વાયુ, શુદ્ધ વાયુ ઇત્યાદિ વાયુકાયિક જીવો જાણવા.

૫ **વનસ્પતિકાય**—વનસ્પતિકાયના બે ભેદ છે–સાધારણ અને પ્રત્યેક,

**સાધારણ વનસ્પતિ**—જે વનસ્પતિના એક શરીરમા અનન્ત જીવો હોય તે સાધારણ વનસ્પતિકાય કહેવાય છે સુરણાદિ કંદ, અકુર, કિસલય (કુણા પાન), પાચ વર્ણની કુગ, સેવાલ, બિલાડીના ટોપ, લીલી હલદર, આદુ કચુરો, મોથ-ઇત્યાદિ, તથા સર્વ જાતના કુણા ફળ, થોર, કુવાર, ગલો વગેરે સાધારણ વનસ્પતિ અથવા અનન્તકાય જીવો જાણવા, અનન્ત જીવોનો સાધારણ આહાર, સાધારણ શ્વાસોશ્વાસ અને સાધારણ શરીર હોવાથી તે સાધારણ કહેવાય છે અનન્ત જીવોનુ કાય-શરીર એક હોવાથી અનન્તકાય કહેવાય છે,

તેના લક્ષણો નીચે પ્રમાણે છે—જે વનસ્પતિની સીર-નસો સ્પષ્ટ દેખાતી ન હોય, જેના સાધા, ગાંઠ ગુપ્ત હોય, જેના ભાગવાથી સરખા બે ભાગ થાય, જેમા તતુઓ ન દેખાતા હોય, જેને કાપી નાખવાથી પણ ઉગે તે સાધારણ વનસ્પતિકાય જાણવા

**પ્રત્યેક વનસ્પતિ**—જે વનસ્પતિના એક શરીરમા એક જીવ હોય તે પ્રત્યેક વનસ્પતિકાય જાણવા તેના સાત પ્રકાર છે—૧ ફલ ૨ ફુલ, ૩ છાલ, ૪ કાષ્ઠ, ૫ મૂલ, ૬ પાદડા અને ૭ બીજ

× **નારક**—નારક જીવો રત્નપ્રભાદિ પૃથિવીના ભેદથી સાત પ્રકારના છે—૧ રત્નપ્રભા, ૨ શર્કરાપ્રભા, ૩ વાલુકાપ્રભા, ૪ પકપ્રભા, ૫ ધૂમપ્રભા, ૬ તમ પ્રભા અને ૭ મહાતમ પ્રભા એ સાત નરક-પૃથિવી નીચે નીચે રહેલી છે રત્નપ્રભાની નીચે શર્કરાપ્રભા, તેની નીચે વાલુકાપ્રભા એ પ્રમાણે બીજી નરક પૃથિવીઓ જાણવી તેમા નારક જીવો રહે છે તે જીવો પરસ્પર એક બીજાને દુ ખ આપે છે, તેમજ તીવ્ર પાપયુક્ત મિથ્યા દ્રષ્ટિ અને પાપમાં આસક્તિવાળા પર માધાર્મિક દેવો પોતાના સ્વભાવથી તે નારકોને દુ ખ આપે છે.

*તિર્યંચ—તિર્યંચ જીવોના જલચર, [સ્થલચર] ચતુષ્પદ, ઉર પરિસર્પ, ભુજપરિસર્પ અને ખેચર—એ પાચ પ્રકાર છે ૧ જલચર—પાણીમા

*મનુષ્ય અને ૪ ×દેવો.

**કાય.** કાયની અપેક્ષાએ જીવો છ પ્રકારે છે-૧ પૃથિ-

---

ચાલનારા મગર, ગ્રાહ-ઝુંડ, માછલાં, વગેરે. ૨ **સ્થલચર**-સ્થલ- ભૂમિ ઉપર ચાલનારા ગાય પ્રમુખ ચોપગાં પ્રાણીઓ, સાપ પ્રમુખ પેટે ચાલનારા ઉરઃપરિસર્પ, અને નોળીઆ પ્રમુખ ભુજાથી ચાલનારા ભુજ-પરિસર્પ જાણવા. તથા ખેચર-આકાશમાં ચાલનારા રોમજ પક્ષી-રોમ-પીંછાની પાંખવાળા પોપટ, મોર વગેરે, અને ચર્મજપક્ષી-ચામડાની પાંખવાળા ચામાચીડીઆ વગેરે જાણવા. તે પ્રત્યેકના ગર્ભજ અને સંમૂર્છિમ એ પ્રકાર ગણતાં દશ ભેદ થાય છે. અને પર્યાપ્તા અને અપ-ર્યાપ્તા મળીને વીશ ભેદ થાય છે.

*મનુષ્યોના સંમૂર્છિમ અને ગર્ભજ એ બે પ્રકાર છે. ગર્ભજ મનુષ્યના ત્રણ પ્રકાર છે-૧ કર્મભૂમિજ ૨ અકર્મભૂમિજ, અને ૩ અન્તર્દ્વીપજ.

**કર્મભૂમિજ**--જ્યાં કૃષિ વગેરે કર્મો થાય છે તે ભૂમિને કર્મભૂમિ કહે છે. તેમાં જે મનુષ્યો રહે છે તે કર્મભૂમિજ કહેવાય છે. કર્મભૂમિના પંદર ભેદ છે. આ વિશ્વના ઊર્ધ્વ, અધો અને તિર્યગ્ એ ત્રણ વિભાગ છે. સામાન્ય રીતે ઊર્ધ્વલોકમાં દેવો, અધો લોકમાં નારકો, ભુવનપતિ અને વ્યન્તર દેવો રહે છે, અને તિર્યગ્ લોકમાં મનુષ્ય અને તિર્યંચો રહે છે. તિર્યગ્લોક અસંખ્ય દ્વીપ અને સમુદ્રોથી વ્યાપ્ત છે. તેના મધ્યમાં લાખ યોજન પ્રમાણ જંબૂદ્વીપ છે. તેના મધ્ય ભાગમાં મેરુપર્વત છે. મેરુપર્વતની દક્ષિણે ભરત અને ઉત્તરે ઐરવત નામે કર્મભૂમિ ક્ષેત્ર છે. તથા મેરુની પૂર્વે અને પશ્ચિમે મહાવિદેહ નામે કર્મભૂમિ ક્ષેત્ર છે. તેને અનુક્રમે પૂર્વવિદેહ અને પશ્ચિમ વિદેહ કહેવામાં આવે છે. જમ્બૂદ્વીપની ચો તરફ આસપાસ લવણ સમુદ્ર આવેલો છે. તે લવણ સમુદ્રની ચારે બાજુએ ધાતકિખંડ આવેલો છે. તેમાં બે ભરત, બે ઐરવત અને બે મહાવિદેહ ક્ષેત્ર છે, ત્યાર પછી ધાતકિખંડની ચારે બાજુએ કાલોદધિ સમુદ્ર આવે છે. અને કાલોદધિ સમુદ્રની ચારે

બાજુએ પુષ્કરવર દ્વીપ આવે છે. તે દ્વીપના અર્ધ ભાગમાં મનુષ્યો રહે છે, અને અર્ધ ભાગમાં મનુષ્યો નથી. અર્ધ પુષ્કરવર દ્વીપમાં પણ બે ભરત, બે ઐરવત અને બે મહાવિદેહ છે. બધા મળીને અઢી દ્વીપમાં પંદર કર્મભૂમિ ક્ષેત્ર છે. અને તેમાં વસનારા મનુષ્યો કર્મભૂમિજ કહેવાય છે.

અકર્મભૂમિજ—જે ભૂમિમાં કૃષિ વગેરે કર્મો ન થાય તેને અકર્મભૂમિ કહે છે. પૂર્વે કહેલા જંબુદ્વીપમાં હિમવત, હૈરણ્યવંત, હરિવર્ષ, રમ્યક, દેવગુરુ અને ઉત્તર કુરુ એ ૭ અકર્મભૂમિ ક્ષેત્ર છે. તે પ્રમાણે ધાતકિખંડમાં બાર અને અર્ધ પુષ્કરવર દ્વીપમાં પણ બાર ક્ષેત્ર છે. તેમાં યુગલિક મનુષ્યો વસે છે. સર્વ મળી અઢી દ્વીપમાં ત્રીશ અકર્મભૂમિ ક્ષેત્રો છે. તેમાં વસનારા મનુષ્યો અકર્મભૂમિજ કહેવાય છે.

અન્તર્દ્વીપજ—જંબુદ્વીપમાં મેરુની દક્ષિણે અને ઉત્તરે હીમવાન્ અને શિખરી એ બે પર્વતો આવેલા છે. તે પર્વતની પૂર્વે અને પશ્ચિમે બબ્બે છેડાઓ ગજદન્તને આકારે લવણ સમુદ્રમાં લાંબા ઘણા યોજન સુધી દૂર ગયેલ છે, અને એક એક છેડાના ઉપર સાત સાત અંતર્દ્વીપો છે. બધા મળીને છપન્ન અંતર્દ્વીપો છે. તેમાં પણ યુગલિક મનુષ્યો વસે છે. તેઓને અન્તર્દ્વીપજ કહે છે.

પદર કર્મભૂમિના, ત્રીશ અકર્મભૂમિના અને છપન્ન અન્તર્દ્વીપના સર્વ મળીને એક સો એક પ્રકારના મનુષ્યો છે. તેના પર્યાપ્તા અને અપર્યાપ્તા મળીને બસો બે ભેદ થાય છે.

સંમૂર્છિમ—પૂર્વોક્ત એકસો એક પ્રકારના મનુષ્યોના મળ મૂત્રાદિક પદાર્થમાં સંમૂર્છિમ મનુષ્યો ઉત્પન્ન થાય છે. અને અપર્યાપ્તાજ મરણ પામતા હોવાથી તેના એકસો એક પ્રકાર છે. સર્વ મળી મનુષ્યોના ત્રણસો ત્રણ પ્રકાર થાય છે.

×દેવ—દેવના મુખ્ય ચાર પ્રકાર છે-૧ ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષિક, અને વૈમાનિક.

તિકાય અને ૬ ત્રસકાય. એ છ કાયવડે જીવો છ પ્રકારના જાણવા.

---

૧. ભવનપતિ. ભવનપતિ દેવો અધોલોકમાં રહે છે. તેના દશ પ્રકાર છે—૧ અસુરકુમાર, ૨ નાગકુમાર, ૩ સુવર્ણકુમાર, ૪ વિદ્યુતકુમાર, ૫ અગ્નિકુમાર, ૬ દ્વીપકુમાર, ૭ ઉદધિકુમાર, ૮ દિશીકુમાર, ૯ પવનકુમાર, અને ૧૦ સ્તનિતકુમાર. તે શિવાય અસુરકુમારનિકાયના પરમાધાર્મિક દેવોના પદર ભેદો છે. જેઓ નારકોને દુઃખ આપે છે.

૨. વ્યન્તર. ભવનપતિદેવોના ઉપરના ભાગમાં વ્યન્તર રહે છે. તેના વ્યન્તર અને વાનવ્યન્તર એ બે ભેદ છે. વ્યન્તરના આઠ ભેદ છે —૧ ભૂત, ૨ પિશાચ, ૩ યક્ષ, ૪ રાક્ષસ, ૫ કિન્નર, ૬ કિંપુરૂષ, ૭ મહોરગ, અને ૮ ગાન્ધર્વ. વ્યન્તરના ઉપરના ભાગમાં વાનવ્યન્તર દેવો રહે છે, તેના પણ આઠ ભેદ છે—૧ અણપન્ની, ૨ પણપન્ની, ૩ ઋષિવાદિ, ૪ ભૂતવાદી, ૫ કદિત, ૬ મહાકદિત, ૭ કોહડ, અને ૮ પતંગ. તે શિવાય વ્યન્તરનિકાયના તિર્યગ્જૃંભક દેવો દશ પ્રકારના છે.

૩. જ્યોતિષિક. જ્યોતિષિક દેવોના પાચ પ્રકાર છે—૧ ચન્દ્ર, ૨ સૂર્ય, ૩ ગ્રહ, ૪ નક્ષત્ર, અને ૫ તારા. તેમાં અઢી દ્વીપમાં ચર જ્યોતિષિક અને અઢી દ્વીપની બહાર સ્થિર જ્યોતિષિક દેવો છે. એટલે તેના દશ ભેદ થાય છે.

૪. વૈમાનિક. વૈમાનિક દેવો ઊર્ધ્વલોકમા રહેલા છે, તેના સામાન્ય બે પ્રકાર છે—કલ્પોપપન્ન અને કલ્પાતીત. જેઓ કલ્પ-સ્વામી, સેવક —ઈત્યાદિ મર્યાદા સહિત છે તે કલ્પોપપન્ન, અને જેઓ તેવી મર્યાદા રહિત છે તે કલ્પાતીત કહેવાય છે. કલ્પાતીત દેવોના નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તર એવા બે ભેદ છે. ત્યાં ઇન્દ્ર અને સામાન્ય દેવ-ઈત્યાદિ ભેદ નથી, પણ બધાં અહમિંદ્ર છે. કલ્પોપપન્ન દેવોના બાર ભેદો છે-૧ સૌધર્મ, ૨ ઈશાન, ( આ બન્ને દેવલોક પાસે પાસે આવેલા છે.) તેના ઉપર ૩ સનત્કુમાર અને ૪ માહેન્દ્ર દેવલોક છે. ત્યાર પછી તેના ઉપર

હવે જીવતત્ત્વના ચઉદ ભેદો દર્શાવે છે—

एगिंदियसुहुमियरा सन्नीयरपणिंदिया य सबितिचउ।
अपज्जत्ता पज्जत्ता कमेण चउदस जिअठाणा ॥४॥

[एकेन्द्रियसूक्ष्मे-तराः संज्ञी-तरपञ्चेन्द्रियाश्च सद्वि-त्रि-चतुरिन्द्रियाः।
अपर्याप्ताः पर्याप्ताः क्रमेण चतुर्दश जीवस्थानानि ॥]

---

પ બ્રહ્મદેવલોક અને તેના ઉપર ૬ લાંતક દેવલોક છે. ત્યાર પછી ઉપરા ઉપર શુક્ર અને સહસ્રાર દેવલોક છે. ત્યાર પછી તેના ઉપર આનત અને પ્રાણત એ બે દેવલોક જોડાજોડ આવેલા છે. અને તેના ઉપર આરણ અને અચ્યુત દેવલોક સાથે આવેલા છે. તે શિવાય પહેલા–બીજા, ત્રીજા–ચોથા અને છઠ્ઠા દેવલોકની નીચે દેવોમાં નીચ ગણાતા ત્રણ પ્રકારના કિલ્બિષિક દેવો રહે છે. અને પાંચમાં બ્રહ્મદેવલોકની પાસે નવ પ્રકારના લોકાન્તિક દેવો રહે છે. આ બધા કલ્પોપન્ન દેવો છે. હવે આરણ અને અચ્યુત દેવલોકના ઉપર દૂર નવ પ્રકારે ગ્રૈવેયક દેવો ઉપરા ઉપર રહેલા છે. તેના ઉપર પાંચ અનુત્તર દેવો સાથે આવેલા છે. તેમાં ચાર બાજુ ચાર વિમાનો છે. અને વચ્ચે સર્વાર્થસિદ્ધ નામે અનુત્તર વિમાન આવેલું છે.

એ પ્રમાણે ભવનપતિના ૧૦, પરમાધાર્મિકના ૧૫, વ્યન્તર અને વાનવ્યન્તરના ૧૬, તિર્યગ્જૃંભકના ૧૦, જ્યોતિષિકના ૧૦, વૈમાનિકમાં બાર દેવલોકના ૧૨, કિલ્બિષિકના ૩, લોકાન્તિકના ૯, ગ્રૈવેયકના ૯, અને અનુત્તરના ૫–સર્વ મળીને દેવોના નવાણું ભેદો થાય છે. અને તેના પર્યાપ્તા અને અપર્યાપ્તા એ પ્રકાર ગણતા દેવોના એકસો અઠ્ઠાણું ભેદો થાય છે.

અર્થ—[ एकेन्द्रियसूक्ष्मे-तराः ] સૂક્ષ્મ એકેન્દ્રિય અને ઇતર-બાદર એકેન્દ્રિય, [ सद्वि-त्रि-चतुरिन्द्रियाः ] બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, અને ચઉરિન્દ્રિય સહિત, [ संज्ञी-तरपञ्चेन्द्रियाः ] સંજ્ઞી પંચેન્દ્રિય અને અસંજ્ઞી પંચેન્દ્રિય; (એ સાત ભેદો) [ पर्याप्ताः ] પોતાની સ્વયોગ્યપર્યાપ્તિ સહિત, અને [अपर्याप्ताः] સ્વયોગ્યપર્યાપ્તિ રહિત. સર્વ મળીને [ चतुर्दश ] ચૌદ [ जीवस्थानि ] જીવના ભેદો છે.

**વિવેચન**—જીવતત્ત્વના ચૌદ ભેદો છે, તે માત્ર સંસારી જીવોને આશ્રયી જાણવા.

૧. **સૂક્ષ્મએકેન્દ્રિય.** સૂક્ષ્મનામકર્મના ઉદયથી જે પ્રાણીઓના શરીરો ચર્મચક્ષુથી કોઇપણ રીતે દેખી શકાતા નથી તે સૂક્ષ્મએકેન્દ્રિય કહેવાય છે. તે જીવો ચૌદ રજ્જુપ્રમાણ આ ચરાચર વિશ્વમાં સર્વત્ર વ્યાપીને રહેલા છે. આ લોકમાં એવું કોઇપણ સ્થલ નથી કે આ સૂક્ષ્મ જીવો ત્યાં ન હોય. તે જીવો એટલા બધા સૂક્ષ્મ છે કે પર્વતાદિને ભેદીને આરપાર જઇ શકે. તેઓ કોઇને સ્ખલના કરતા નથી તેમ કોઇથી સ્ખલિત પણ થતા નથી. તેના પ્રત્યેક વનસ્પતિકાય શિવાય પૃથિવીકાયિકાદિ પાંચ ભેદ છે. તેમાં સૂક્ષ્મ વનસ્પતિકાયને [1]સૂક્ષ્મનિગોદ અથવા તે વ્યવહારમાં ન આવતા હોવાથી અવ્યવહારરાશિના જીવો કહે છે. સૂક્ષ્મવનસ્પતિકાયનાં જીવો અનન્ત છે, અને સૂક્ષ્મપૃથિવી

૧. નિગોદ-સાધારણ વનસ્પતિકાયનુ શરીર, તેમાં સૂક્ષ્મસાધારણ વનસ્પતિકાયને સૂક્ષ્મનિગોદ કહે છે. આ વિશ્વમાં અસંખ્ય ગોળાઓ છે, અને એક એક ગોળામાં અસંખ્યાત નિગોદ છે, અને એક એક નિગોદમાં અનન્ત જીવો છે.

કાયાદિના અસંખ્યાતા છે. તે સર્વનું આયુષ [1]અન્તર્મુહૂર્તનું છે.

૨. બાદરએકેન્દ્રિય. બાદર-સ્થૂલ, જે પ્રાણીઓના શરીર અનેક મળવા છતાં ચક્ષુથી દેખી શકાય એવા સ્થૂલ શરીરવાળા હોય તે બાદર એકેન્દ્રિય. તેના પૃથિવીકાયાદિ પાંચ ભેદો છે. તેઓ આ વિશ્વના પ્રતિનિયત સ્થાનમાં જ રહેલા છે, પણ સૂક્ષ્મ જીવોની પેઠે સર્વત્ર નથી. બાદર વનસ્પતિકાયના પ્રત્યેક અને સાધારણ એ બે ભેદ છે. તેમાં બાદર સાધારણ વનસ્પતિકાયને બાદર નિગોદ કહે છે. બાદરપૃથિવીકાયાદિકમાં અસંખ્ય જીવો છે. માત્ર સાધારણ વનસ્પતિમાં અનન્ત જીવો છે.

૩. બેઇન્દ્રિય. શંખ વગેરે બે ઇન્દ્રિયવાળા જીવો જાણવા.

૪. ત્રીન્દ્રિય. કીડી, મકોડા, ઇયળ વગેરે ત્રણ ઇન્દ્રિયવાળા જીવો જાણવા.

૫. ચઉરિન્દ્રિય. વીંછી, ભમર, તીડ, માખીઓ વગેરે ચાર ઇન્દ્રિયોવાળા જીવો જાણવા.

૬. સંજ્ઞીપંચેન્દ્રિય. 'સંજ્ઞા એટલે મનથી થતું જ્ઞાન, મનોજ્ઞાનવાળા પ્રાણી સંજ્ઞી કહેવાય છે. તે જીવો ગર્ભજ અને ઔપપાતિક એ બે ભેદે છે. ગર્ભમાં ઉત્પન્ન થએલા' મનુષ્યો, પશુઓ, પક્ષીઓ વગેરે ગર્ભજ કહેવાય છે, અને

---

૧. મુહૂર્ત-બે ઘડી, તેની અંતર્-અંદરનો જે કાલ તે અન્તર્મુહૂર્ત. અર્થાત્ નવ સમયથી માંડી સમય સમય વધારતાં જ્યાં સુધી બે ઘડીમા એક સમય ઓછો હોય ત્યાં સુધી બધા અન્તર્મુહૂર્ત કહેવાય છે. પરન્તુ આયુષના પ્રસંગે જઘન્ય આયુષ બસો છપ્પન આવલિકાનુ હોવાથી અહીં તેથી ન્યૂન અન્તર્મુહૂર્ત ન લેવુ

દેવો અને નારકો [૧]ઉપપાત સ્થાનમાં ઉત્પન્ન થતા હોવાથી ઔપપાતિક કહેવાય છે.

**અસંજ્ઞી પંચેન્દ્રિય.** મન રહિત સંમૂર્છિમ મનુષ્યો અને તિર્યંચ પંચેન્દ્રિયો અસંજ્ઞી પંચેન્દ્રિય કહેવાય છે. તેમાં સંમૂર્છિમ મનુષ્યો મનુષ્યના મળ–મૂત્રાદિક અશુચિમાં ઉત્પન્ન થાય છે. તે ઘણા સૂક્ષ્મ હોય છે તેથી ચર્મચક્ષુથી દેખી શકાતા નથી,અને તેનું આયુષ અન્તર્મુહૂર્તનું હોય છે.

તે પૂર્વે કહેલા સાત ભેદો પર્યાપ્તા એટલે જેણે સ્વયોગ્ય પર્યાપ્તિઓ–આહારાદિને ગ્રહણ કરવાની શક્તિઓ-પૂર્ણ કરી હોય અથવા કરવાની હોય તેવા, અને અપર્યાપ્તા એટલે જેણે સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ ન કરી હોય અથવા ન કરવાની હોય એવા–છે. એ પ્રમાણે સર્વ મળીને જીવના ચૌદ ભેદો થાય છે.

જીવનું લક્ષણ કહે છે—

**नाणं च दंसणं चेव चरित्तं च तवो तहा।**
**वीरियं उवओगो य एयं जियस्स लक्खणं ॥५॥**

[ ज्ञानं च दर्शनं चैव चारित्रं च तपस्तथा।
वीर्यमुपयोगश्च एतद् जीवस्य लक्षणम् ]

અર્થ—[ ज्ञानं ] વિશેષાવબોધ, [दर्शन] સામાન્યાવબોધ, [ चारित्रं ] ચારિત્ર, [ तपस्तथा] તથા તપ [वीर्य] વીર્ય–સામ-

૧. ઉપપાત—દેવો તથા નારકોને ઉપજવાનું સ્થાન. દેવોને ઉપજવાને માટે ઉપપાત શય્યા અને નારકોને ઉપજવા માટે કુંભી હોય છે તે બન્નેને ઉપપાત કહેવામાં આવે છે તેથી દેવો અને નારકો ઔપપાતિક કહેવાય છે.

ર્ય, [उपयोगश्च] અને ઉપયોગ (ચેતનાશક્તિનો વ્યાપાર)–एतद्] એ [जीवस्य] જીવનું [लक्षणं] લક્ષણ છે.

**વિવેચન**—અહીં જીવના જ્ઞાન, દર્શન, ચરિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ–એ છ લક્ષણો કહ્યાં છે.

**જ્ઞાન.** નામ,જાતિ,ગુણ અને ક્રિયાદિનો વિશેષ અવબોધ તે [1]જ્ઞાન. જ્ઞાન એ જીવનો સ્વાભાવિક ગુણ છે, પરંતુ તે જ્ઞાનાવરણ કર્મથી સર્વથા આવૃત–ઢંકાયેલું છે, તો પણ કેવળજ્ઞાનનો અનંતમો ભાગ સર્વ જીવને નિત્ય ઉઘાડો હોય છે. પ્રવચનમાં કહ્યું છે કે–" અક્ષરનો (કેવલજ્ઞાનનો) અનન્તમો ભાગ સર્વ જીવને હંમેશાં ઉઘાડો રહે છે. જો તે ઢંકાઈ જાય તો જીવ અજીવપણું પામે. " માટે જ્ઞાન એ જીવનું લક્ષણ છે.

**દર્શન.** નામ, જાતિ, ગુણ અને ક્રિયાદિની કલ્પના રહિત સામાન્ય અવબોધ તે દર્શન. જેમકે–'આ કંઇક છે'– એ બોધ નામ, જાતિ, ગુણ અને ક્રિયાદિથી રહિત છે. જ્ઞાનની પેઠે દર્શન એ જીવનો સ્વાભાવિક ગુણ છે, પરન્તુ તે દર્શના-વરણથી ઢંકાયેલું છે, તોપણ સર્વ જીવોમાં તરતમ ભાવે અંશતઃ દર્શન ગુણ ઉઘાડો રહેલો છે. માટે દર્શન એ જીવનું લક્ષણ છે.

**ચારિત્ર.** મોહનીય કર્મના દૂર થવાથી પ્રકટ થયેલી

---

૧. જેમકે 'આ દેવદત્ત છે'–એ નામનો બોધ, 'આ અશ્વ છે'– એ જાતિનો બોધ. 'આ શ્વેત છે'–એ ગુણનો બોધ, 'આ ચાલે છે'–એ ક્રિયાનો બોધ. આ સર્વ વિશેષ અવબોધ હોવાથી તે જ્ઞાન કહેવાય છે.

અહિંસાદિ આત્મિક શક્તિઓને ચારિત્ર કહે છે. ચારિત્ર આત્માનો સ્વાભાવિક ગુણ છે, પરન્તુ મોહનીય કર્મથી તે આવૃત છે; જેમ જેમ મોહનીય કર્મ દૂર થતું જાય છે તેમ તેમ ચારિત્ર ગુણનો વિકાસ થાય છે. યદ્યપિ સામાન્યતઃ મોહનીય કર્મવડે સર્વ જીવોનો ચારિત્ર ગુણ ઢંકાઇ ગયો છે તોપણ સ્વભાવથી તેનો સ્વલ્પ અંશ નિરાવરણ-ઉઘાડો છે. જેમકે મેઘથી સૂર્ય ઢંકાયેલો હોય છતાં તેનો પ્રકાશ સર્વથા ઢંકાતો નથી, જો તેમ થાય તો દિવસ અને રાત્રિનો ભેદ જાણી ન શકાય, તેવી રીતે સર્વઘાતી મોહનીય કર્મ વડે આત્માનો ચારિત્ર ગુણ સર્વથા આવૃત છે તોપણ સ્વભાવથી તેનો અત્યંત અલ્પ અંશ નિરાવરણ છે, તે એટલો અલ્પ છે કે તેને 'ચારિત્ર' કહી શકાય નહિ. જ્યારે તેનો વિકાસ થાય છે ત્યારેજ તે ચારિત્ર શબ્દથી વ્યવહરી શકાય છે, તોપણ બીજરૂપે ચારિત્રનો અલ્પ અંશ સર્વ જીવોમાં રહેલો છે, તેથી ચારિત્ર એ જીવનું લક્ષણ છે.

**તપ.** તૃષ્ણાનો-ઇચ્છાનો રોધ કરવો તે તપ. તે તપ આત્માનો સ્વાભાવિક ગુણ છે. તપના બાહ્ય અને અભ્યન્તર એ બે પ્રકાર છે. ઉપવાસાદિ બાહ્ય તપ કહેવાય છે, અને પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ય (સેવા) ઇત્યાદિ અભ્યન્તર તપ કહેવાય છે. એ બન્ને પ્રકારનો તપ ઇચ્છાઓને રોકવામાં કારણ છે. અથવા [1]દ્રવ્ય અને ભાવ એ બે તપના ભેદ છે. ઉપવાસાદિ દ્રવ્ય તપ છે, અને ઇચ્છાનો

૧. અહીં દ્રવ્ય શબ્દ કારણવાચક છે, અને ભાવ શબ્દ કાર્ય વાચક છે.

નિરોધ કરવો તે ભાવ તપ છે. યદ્યપિ આત્માના સ્વાભાવિક ગુણરૂપ તપ મોહનીય અને વીર્યાન્તરાય કર્મથી આવૃત છે તોપણ તેનો અલ્પ અંશ સર્વ જીવોમાં અનાવૃત ઉઘાડો હોય છે. તેથી તપને જીવનું લક્ષણ કહ્યું છે.

વીર્ય. વીર્ય એટલે શક્તિ અથવા સામર્થ્ય. તેના બે પ્રકાર છે–કરણ અને લબ્ધિ. કરણ–પ્રવૃત્તિરૂપ વીર્ય અને લબ્ધિ–શક્તિરૂપ વીર્ય. યદ્યપિ વીર્ય એ આત્માનો સ્વાભાવિક ગુણ છે, અને તે વીર્યાન્તરાય કર્મથી સર્વથા ઢંકાયેલ છે, તોપણ તેનો અમુક અંશ સર્વ જીવોને અનાવૃત (ઉઘાડો) હોય છે, તેથી વીર્ય વત્તે ઓછે અંશે સર્વ જીવોમાં રહેલું છે. માટે વીર્ય એ જીવોનું લક્ષણ છે.

**ઉપયોગ.** ચેતના શક્તિની પ્રવૃત્તિ તે ઉપયોગ. તેના બે પ્રકાર છે–સાકાર અને અનાકાર. જ્ઞાનશક્તિની પ્રવૃત્તિ તે સાકાર ઉપયોગ, અને દર્શનશક્તિની પ્રવૃત્તિ તે અનાકાર ઉપયોગ. ઉપયોગ પણ જીવનો સ્વાભાવિક ગુણ છે. યદ્યપિ તે જ્ઞાનાવરણ અને દર્શનાવરણ કર્મથી સર્વથા આવૃત છે, તોપણ સર્વ જીવોને તેનો અમુક અંશ ઉઘાડો હોય છે તેથી ઉપયોગ એ જીવોનું લક્ષણ છે.

પૂર્વની ગાથામાં જીવતત્ત્વના ચૌદ ભેદના કથન પ્રસંગે 'અપર્યાપ્તા અને પર્યાપ્તા'–એ બે પ્રકારના જીવો કહ્યા, તેમાં પર્યાપ્તા એટલે પર્યાપ્તિ સહિત, અને અપર્યાપ્તા–પર્યાપ્તિ રહિત. તો તે પર્યાપ્તિઓ કેટલી છે, અને કયા જીવોને કેટલી હોય છે તે કહે છે–

**आहार-सरीर-इंदियपज्जत्ती आणपाण-भास-मणे।**
**चऊ पंच पंच छप्पि य इग-विगला-सन्नि-सन्नीणं ॥**

[ आहार-शरीरेन्द्रियपर्याप्तय आनप्राण-भाषा-मनः ।
चतस्रः पञ्च पञ्च पडपि च एक-विकला-संज्ञि-संज्ञिनाम् ॥]

અર્થ--[आहार-शरीर-इन्द्रियपर्याप्तय ]૧ આહાર પર્યાપ્તિ ૨ શરીરપર્યાપ્તિ, ૩ ઇન્દ્રિયપર્યાપ્તિ, [ आनप्राण-भाषा-मन ] ૪ શ્વાસોચ્છ્વાસપર્યાપ્તિ, ૫ ભાષાપર્યાપ્તિ, અને ૬ મન પર્યાપ્તિ. [एक-विकला-संज्ञि-सञ्ज्ञिनाम्] એકેન્દ્રિય, વિકલેન્દ્રિય, અસંજ્ઞી પંચેન્દ્રિય અને સંજ્ઞી પંચેન્દ્રિયને ( અનુક્રમે ) [चतस्रः] ચાર, [ पंच ] પાંચ,[ पंच ] પાંચ, [ पडपिंच ] અને ૭ પર્યાપ્તિઓ હોય છે. (અર્થાત્ એકેન્દ્રિયને ચાર, વિકલેન્દ્રિયને પાંચ, અસંજ્ઞીને પાંચ અને સંજ્ઞીને ૭ પર્યાપ્તિઓ હોય છે. )

**પર્યાપ્તિ.** પર્યાપ્તિ એટલે શક્તિ, અને તે શક્તિ પુદ્ગલના ઉપચયથી થાય છે. તેદ્વારા જીવ આહારને ગ્રહણ કરી તેનું રસરૂપે અને રસનું શરીરરૂપે પરિણમન ( રૂપાન્તર ) કરે છે, તથા શ્વાસોચ્છ્વાસ, ભાષા અને મનયોગ્ય પુદ્ગલો ગ્રહણ કરી તેઓનું શ્વાસોચ્છ્વાસરૂપે, ભાષારૂપે, અને મનરૂપે પરિણમન કરી છોડી દે છે, તેથી **પુદ્ગલના ઉપચયથી ઉત્પન્ન થયેલી આહારાદિ પુદ્ગલોને ગ્રહણ કરી રસાદિરૂપે પરિણમન કરવાની શક્તિ તેને** [1]**પર્યાપ્તિ કહે છે.** જીવ ઉત્પત્તિ સ્થાને આવીને પ્રથમ જે

---

૧ "कर्तुः करणविशेषेण आहारादिग्रहणसामर्थ्यमात्मनो निष्पद्यते, तच्च करणं यैः पुद्गलैर्निर्वर्त्यते ते पुद्गला आत्मनस्तथाविधपरणतिभाजः पर्याप्तिशब्देनोच्यन्ते "। ( તત્વાર્થટીકા. અ. ૮ સૂ. ૧૨.)

ચ્છવાસપર્યાપ્તિ.[1]

૫. ભાષાપર્યાપ્તિ. જે શક્તિવડે ભાષાવર્ગણાના પુદ્ગલો ગ્રહણ કરી તેનું ભાષારૂપે પરિણમન કરી, અવલંબન કરીને મૂકે તે [2]ભાષાપર્યાપ્તિ.

૬. મનપર્યાપ્તિ. જે શક્તિવડે મનોવર્ગણામાંથી પુદ્ગલો ગ્રહણ કરી, તેને મનરૂપે પરિણમન કરી, અવલંબન કરીને મૂકે તે મનપર્યાપ્તિ.

પ્રારંભ અને સમાપ્તિ. સર્વ સ્વયોગ્ય પર્યાપ્તિઓનો પ્રારંભ એક સાથેજ થાય છે અને સમાપ્તિ અનુક્રમે થાય છે. જેમકે કોઈ મનુષ્ય ઉત્પત્તિને પ્રથમ સમયે પોતાને યોગ્ય છ પર્યાપ્તિઓનો સાથે પ્રારંભ કરે અને તે પ્રથમ આહારપર્યાપ્તિ પૂર્ણ કરે, પછી શરીર પર્યાપ્તિ પૂરી કરે, એ પ્રમાણે અનુક્રમે છ એ પર્યાપ્તિઓ પૂર્ણ કરે. કારણ કે સર્વ પર્યાપ્તિઓ ઉત્તરોત્તર એક બીજાથી સૂક્ષ્મ છે, તેથી તે પૂરી થતા વધારે વાર થાય છે. જેમકે સૂતર કાંતનારી છ સ્ત્રીઓ એક શેર રૂ લઈને સાથેજ સૂતર કાંતવાનો પ્રારંભ કરે, પરન્તુ તેમાં ઝીણું સૂતર કાંતનારીને

---

છે ત્યારે પાછલા પગને જરા પાછા ખેંચવાનો પ્રયત્ન કરે છે તેને અવલમ્બન કહે છે.

૧ "प्राणापानयोग्यकरणनिष्पत्तिः प्राणापामपर्याप्तिः" (तत्त्वार्थ टीका. અ. ૮ સૂ. ૧૨) શ્વાસોશ્વાસને યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરવાના કરણની ઉત્પત્તિ તે શ્વાસોશ્વાસપર્યાપ્તિ.

૨ "भाषायोग्यपुद्गलग्रहणविसर्गसमर्थकरणनिष्पत्तिः भाषापर्याप्तिः।" ( तत्वार्थटीका. અ ૮ સૂ ૧૨.) ભાષા યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરવા અને છોડવામા સમર્થ કરણની ઉત્પત્તિ તે ભાષા પર્યાપ્તિ.

વધારે વાર લાગે અને જાડુ કાંતનારીને ઓછી વાર લાગે, તેવી રીતે આહારપર્યાપ્તિ સ્થૂલ હોવાથી જલ્દી પૂરી થાય અને તેનાથી શરીરપર્યાપ્તિ સૂક્ષ્મ હોવાથી તેને પૂરી થતા વાર લાગે. એ પ્રમાણે બીજી પર્યાપ્તિઓ સંબન્ધે પણ જાણી લેવું.

**પર્યાપ્તિનો કાલ.** ઔદારિક શરીરને આશ્રયી આહારપર્યાપ્તિ પ્રથમ સમયે પૂરી થાય છે, અને ત્યાર બાદ શરીરાદિ પર્યાપ્તિઓ અનુક્રમે અન્તર્મુહૂર્તે ૨ પૂર્ણ થાય છે. અર્થાત્ આહારપર્યાપ્તિ પૂર્ણ થયા પછી અન્તર્મુહૂર્તે શરીરપર્યાપ્તિ પૂર્ણ થાય. ત્યાર પછી અન્તર્મુહૂર્તે ઇન્દ્રિય પર્યાપ્તિ પૂરી થાય.એ પ્રમાણે બીજી પર્યાપ્તિઓ પણ પૂરી થાય છે. વૈક્રિય અને આહારક શરીરને આશ્રયી આહારપર્યાપ્તિ એક સમયમાં પૂરી થાય છે, અને ત્યાર પછી અન્તર્મુહૂર્તે શરીરપર્યાપ્તિ પૂર્ણ થાય છે. તે પછી બીજી ઇન્દ્રિયાદિ પર્યાપ્તિઓ ક્રમશઃ સમયે સમયે પૂરી થાય છે.

**કયા જીવને કેટલી પર્યાપ્તિઓ હોય ?** એકેન્દ્રિય જીવોને આહાર, શરીર, ઇન્દ્રિય અને શ્વાસોચ્છવાસ એ ચાર પર્યાપ્તિઓ, વિકલેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય જીવોને ભાષાસહિત પાંચ પર્યાપ્તિઓ, અસંજ્ઞી–મનરહિત પંચેન્દ્રિયને તેજ પાંચ પર્યાપ્તિઓ, અને સંજ્ઞી પંચેન્દ્રિયને મનસહિત છ પર્યાપ્તિઓ હોય છે. તેમાં પ્રથમની ત્રણ પર્યાપ્તિઓ દરેક જીવો અવશ્ય પૂર્ણ કરે છે, કેમકે તે ત્રણ પર્યાપ્તિ પૂરી કર્યા પછીજ આવતા ભવનું આયુષ્ય બંધાય છે; એટલે ત્રણ પર્યાપ્તિવડે પર્યાપ્તા તો દરેક જીવો

પુદ્‌ગલો ગ્રહણ કરે છે અને ત્યાર પછી પ્રતિસમય જે બીજા પુદ્‌ગલો ગ્રહણ કરે છે કે જે પુદ્‌ગલો પૂર્વે ગ્રહણ કરેલા પુદ્‌ગલોના સંબન્ધથી તે રૂપે પરિણત થાય છે. આ પ્રમાણે પુદ્‌ગલાના ઉપચયથી આહારાદિ પુદ્‌ગલોમાં ગ્રહણ, અને પરિણમન કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે તેને પર્યાપ્તિ કહે છે. તેના છ પ્રકાર છે—

૧. આહારપર્યાપ્તિ. જે શક્તિવડે આહારને ગ્રહણ કરી તેને ખલ અને રસરૂપે પરિણમન કરે તે આહારપર્યાપ્તિ. [૧]ખલ એટલે શરીર રચનામાં અનુપયોગી અસાર ભાગ, અને રસ એટલે શરીરને પોષણ આપનાર પાણીના જેવો પ્રવાહી પદાર્થ. અહીં જીવ [૨]ભવાન્તરમાં ઉત્પત્તિને પ્રથમ સમયે જે પુદ્‌ગલો ગ્રહણ કરે છે તેજ સમયે તે

કર્તા આત્માને કરણવિશેષથી આહારાદિ ગ્રહણ કરવાનું સામર્થ્ય ઉત્પન્ન થાય છે, તે કરણ જે પુદ્‌ગલોથી નિપજે તે આત્માના તેવા પ્રકારના પરિણામવાળા પુદ્‌ગલોને પર્યાપ્તિ કહેવાય છે.

૧ ગોમટ્ટસારની ટીકામાં ખલને શરીર રચનામાં ઉપયોગી પદાર્થ માન્યો છે:—"खलभागपरिणतपुद्गलस्कंधानां खलभागमस्थ्यादि स्थिरावयवरूपेण रसभागं रुधिरादिद्रवावयवरूपेण च परिणमयितुं शक्तिनिष्पत्तिः शरीरपर्याप्तिः (ખલ અને રસરૂપે પરિણત થયેલા પુદ્‌ગલ સ્કંધોમાં ખલભાગને અસ્થિઆદિ સ્થિર અવયવરૂપે અને રસભાગને રુધિરાદિ દ્રવ (પ્રવાહી) અવયવરૂપે પરિણમન કરવાની શક્તિની ઉત્પત્તિ તે શરીર પર્યાપ્તિ. (જીવકાંડ પૃ. ૩૨૬)

૨ આ કથન ભવધારણીય ઔદારિક અને વૈક્રિય શરીરની અપેક્ષાએ છે, પરન્તુ લબ્ધિનિમિત્તક વૈક્રિય અને આહારક શરીરની અપેક્ષાએ નથી. કેમકે તે શરીરને આશ્રયી આહારપર્યાપ્તિ તો એકજ ભવમાં જ્યારે જ્યારે લબ્ધિનિમિત્તક શરીર કરે ત્યારે ત્યારે સંભવે છે.

પુદ્ગલોમાં ગ્રહણ કરેલા આહારને ખલ અને રસરૂપે પરિણમન કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે તેને આહારપર્યાપ્તિ કહે [1]છે. આહારપર્યાપ્તિનું સામાન્ય કારણ પ્રથમ સમયે ગ્રહણ કરેલા પુદ્ગલો છે, અને પારણમન શક્તિની ઉત્પત્તિ તે કાર્ય છે. અહીં કારણ અને કાર્ય બન્ને એક સમયે સાથેજ થાય છે.

૨. શરીરપર્યાપ્તિ. જે શક્તિવડે રસરૂપે થયેલા આહારને રસ, રુધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને વીર્યાદિ ધાતુરૂપે પરિણમન કરે તે શરીર પર્યાપ્તિ.

૩. ઇન્દ્રિયપર્યાપ્તિ. જે શક્તિવડે શરીરમાંથી ઇન્દ્રિય યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરી ઇન્દ્રિયરૂપે પરિણમન કરે તે [2]ઇન્દ્રિયપર્યાપ્તિ.

૪. શ્વાસોચ્છ્વાસપર્યાપ્તિ. જે શક્તિ વડે શ્વાસોચ્છ્વાસ વર્ગણામાંથી પુદ્ગલો ગ્રહણ કરી,તેને શ્વાસોચ્છ્વાસરૂપે પરિણમન કરી, [3]અવલંબન કરીને છોડી દે તે શ્વાસો-

---

૧ "आहारग्रहणसमर्थकरणनिष्पत्तिराहारपर्याप्तिः।" (તત્વાર્થટીકા. અ. ૮ સૂ. ૧૨) આહાર ગ્રહણ કરવામાં સામર્થ્યવાળા કરણની ઉત્પત્તિ થવી તે આહારપર્યાપ્તિ.

૨ ".इन्द्रियकरणनिष्पत्तिरिन्द्रियपर्याप्तिः।" (તત્વાર્થ ટીકા. અ. ૮ સૂ. ૧૨.) ઇન્દ્રિયો માટે કરણની ઉત્પત્તિ તે ઇન્દ્રિયપર્યાપ્તિ. અહી. મનપર્યાપ્તિનો ઇન્દ્રિયપર્યાપ્તિમાં સમાવેશ કરેલો હોવાથી પાંચ પર્યાપ્તિ કહી છે.

૩ છોડવાને માટે પ્રયત્ન તે અવલંબન. જેમ દડાને ફેંકવો હોય ત્યારે પ્રથમ જે પ્રયત્ન કરવો પડે છે. અથવા બિલાડી જ્યારે ઉછળે

ચ્છવાસપર્યાપ્તિ.[1]

૫. ભાષાપર્યાપ્તિ. જે શક્તિવડે ભાષાવર્ગણાના પુદ્ગલો ગ્રહણ કરી તેનું ભાષારૂપે પરિણમન કરી, અવલંબન કરીને મૂકે તે [2]ભાષાપર્યાપ્તિ.

૬. મનપર્યાપ્તિ. જે શક્તિવડે મનોવર્ગણામાંથી પુદ્ગલો ગ્રહણ કરી, તેને મનરૂપે પરિણમન કરી, અવલંબન કરીને મૂકે તે મનપર્યાપ્તિ.

પ્રારંભ અને સમાપ્તિ. સર્વ સ્વયોગ્ય પર્યાપ્તિઓનો પ્રારંભ એક સાથેજ થાય છે અને સમાપ્તિ અનુક્રમે થાય છે. જેમકે કોઈ મનુષ્ય ઉત્પત્તિને પ્રથમ સમયે પોતાને યોગ્ય છ પર્યાપ્તિઓનો સાથે પ્રારંભ કરે અને તે પ્રથમ આહારપર્યાપ્તિ પૂર્ણ કરે, પછી શરીર પર્યાપ્તિ પૂરી કરે; એ પ્રમાણે અનુક્રમે છ એ પર્યાપ્તિઓ પૂર્ણ કરે. કારણ કે સર્વ પર્યાપ્તિઓ ઉત્તરોત્તર એક બીજાથી સૂક્ષ્મ છે, તેથી તે પૂરી થતા વધારે વાર થાય છે. જેમકે સૂતર કાંતનારી છ સ્ત્રીઓ એક શેર રૂ લઈને સાથેજ સૂતર કાંતવાનો પ્રારંભ કરે, પરન્તુ તેમાં ઝીણું સૂતર કાંતનારીને

---

-છે ત્યારે પાછલા પગને જરા પાછા ખેંચવાનો પ્રયત્ન કરે છે તેને અવલંબન કહે છે.

૧ "प्राणापानयोग्यकरणनिष्पृत्ति. प्राणापानपर्याप्तिः" (તત્ત્વાર્થ ટીકા. અ. ૮ સૂ. ૧૨) શ્વાસોશ્વાસને યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરવાના કરણની ઉત્પત્તિ તે શ્વાસોશ્વાસપર્યાપ્તિ.

૨ "भाषायोग्यपुद्गलग्रहणविसर्गसमर्थकरणनिष्पत्तिः भाषापर्याप्तिः।" (તત્ત્વાર્થટીકા. અ. ૮ સૂ. ૧૨.) ભાષા યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરવા અને છોડવામાં સમર્થ કરણની ઉત્પત્તિ તે ભાષા પર્યાપ્તિ.

વધારે વાર લાગે અને જાડું કાંતનારીને ઓછી વાર લાગે, તેવી રીતે આહારપર્યાપ્તિ સ્થૂલ હોવાથી જલ્દી પૂરી થાય અને તેનાથી શરીરપર્યાપ્તિ સૂક્ષ્મ હોવાથી તેને પૂરી થતા વાર લાગે. એ પ્રમાણે બીજી પર્યાપ્તિઓ સંબન્ધે પણ જાણી લેવું.

**પર્યાપ્તિનો કાલ.** ઔદારિક શરીરને આશ્રયી આહારપર્યાપ્તિ પ્રથમ સમયે પૂરી થાય છે, અને ત્યાર બાદ શરીરાદિ પર્યાપ્તિઓ અનુક્રમે અન્તર્મુહૂર્તે ૨ પૂર્ણ થાય છે. અર્થાત્ આહારપર્યાપ્તિ પૂર્ણ થયા પછી અન્તર્મુહૂર્તે શરીરપર્યાપ્તિ પૂર્ણ થાય. ત્યાર પછી અન્તર્મુહૂર્તે ઈન્દ્રિય પર્યાપ્તિ પૂરી થાય. એ પ્રમાણે બીજી પર્યાપ્તિઓ પણ પૂરી થાય છે. વૈક્રિય અને આહારક શરીરને આશ્રયી આહારપર્યાપ્તિ એક સમયમાં પૂરી થાય છે, અને ત્યાર પછી અન્તર્મુહૂર્તે શરીરપર્યાપ્તિ પૂર્ણ થાય છે. તે પછી બીજી ઇન્દ્રિયાદિ પર્યાપ્તિઓ ક્રમશઃ સમયે સમયે પૂરી થાય છે.

**કયા જીવને કેટલી પર્યાપ્તિઓ હોય ?** એકેન્દ્રિય જીવોને આહાર, શરીર, ઈન્દ્રિય અને શ્વાસોચ્છ્વાસ એ ચાર પર્યાપ્તિઓ, વિકલેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઈન્દ્રિય અને ચઉરિન્દ્રિય જીવોને ભાષાસહિત પાંચ પર્યાપ્તિઓ, અસંજ્ઞી–મનરહિત પંચેન્દ્રિયને તેજ પાંચ પર્યાપ્તિઓ, અને સંજ્ઞી પંચેન્દ્રિયને મનસહિત છ પર્યાપ્તિઓ હોય છે. તેમાં પ્રથમની ત્રણ પર્યાપ્તિઓ દરેક જીવો અવશ્ય પૂર્ણ કરે છે, કેમકે તે ત્રણ પર્યાપ્તિ પૂરી કર્યા પછીજ આવતા ભવનું આયુષ બંધાય છે; એટલે ત્રણ પર્યાપ્તિવડે પર્યાપ્તા તો દરેક જીવો

હોય છે. વળી પ્રથમની ત્રણ પર્યાપ્તિઓના કાર્યનો પરસ્પર સંબન્ધ છે, કેમકે આહારપર્યાપ્તિથી રસાદિરૂપ થયેલ આહારને શરીરપર્યાપ્તિ શરીરરૂપે પરિણમન કરે છે, અને શરીરમાંથી યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરી તેને ઇન્દ્રિય પર્યાપ્તિ ઇન્દ્રિયરૂપે પરિણમન કરે છે. બાકીની ત્રણ પર્યાપ્તિઓનું કાર્ય પરસ્પર સંબન્ધ ધરાવતું નથી, કેમકે શ્વાસોચ્છ્વાસ,ભાષા અને મનપર્યાપ્તિ પોતાની સ્વતંત્ર વર્ગણામાંથી પુદ્ગલો ગ્રહણ કરે છે, એટલે શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ શ્વાસોચ્છ્વાસ વગણામાંથી પુદ્ગલો ગ્રહણ કરે છે. એ પ્રમાણે બીજી પર્યાપ્તિઓ સંબન્ધે પણ જાણવું.

**પર્યાપ્તા અને અપર્યાપ્તા.** સ્વયોગ્ય પર્યાપ્તિ પૂર્ણ કરે તે પર્યાપ્તા, અને સ્વયોગ્ય પર્યાપ્તિ પૂરી ન કરે તે અપર્યાપ્તા. જેમકે એકેન્દ્રિયને સ્વયોગ્ય ચાર પર્યાપ્તિઓ હોય છે, તે ચાર પર્યાપ્તિઓ જે પૂરી કરે તે પર્યાપ્તા કહેવાય, અને ચાર પર્યાપ્તિઓ પૂર્ણ ન કરે, માત્ર ત્રણ પર્યાપ્તિઓ પૂર્ણ કરીને મરણ પામે તે અપર્યાપ્તા. પર્યાપ્તા અને અપર્યાપ્તાના બબ્બે પ્રકાર છે.-૧ લબ્ધિપર્યાપ્તા અને કરણ પર્યાપ્તા. ૨ લબ્ધિઅપર્યાપ્તા અને કરણ અપર્યાપ્તા.

**૧. લબ્ધિ પર્યાપ્તા.** જેઓએ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂરી કરી નથી પરન્તુ અવશ્ય કરશે તે લબ્ધિ એટલે શક્તિથી પર્યાપ્તા તે લબ્ધિપર્યાપ્તા કહેવાય છે.

**૨. કરણપર્યાપ્તા.** જેઓએ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરી છે, તેથી કરણ-ક્રિયાની સમાપ્તિ-વડે પર્યાપ્તા તે કરણપર્યાપ્તા કહેવાય છે. કવચિત્ 'કરણનો અર્થ ઇન્દ્રિય-

પર્યાપ્તિ થાય છે'-એટલે જેણે ઇન્દ્રિયપર્યાપ્તિ પૂરી કરી લીધી છે તે કરણપર્યાપ્તા કહેવાય છે. એ રીતે લબ્ધિઅપર્યાપ્તા પણ અવશ્ય કરણપર્યાપ્તા થઈનેજ મરણ પામે છે. પણ કરણપર્યાપ્તાનો મુખ્ય અર્થ પ્રથમ વ્યાખ્યામાં કહ્યા પ્રમાણે 'જેણે સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરી છે તે કરણ પર્યાપ્તા' એવો સમજવો.

૧. **લબ્ધિઅપર્યાપ્તા.** જે જીવોએ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂરી કરી નથી, અને અવશ્ય નહિ કરે તે લબ્ધિ-શક્તિથી અપર્યાપ્તા-એટલે જેનામાં સ્વયોગ્ય પર્યાપ્તિ પૂર્ણ કરવાની શક્તિ નથી તે લબ્ધિઅપર્યાપ્તા કહેવાય છે.

૨. **કરણઅપર્યાપ્તા.** જેઓએ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂરી કરી નથી પણ અવશ્ય કરશે તે કરણ-કરવા વડે અપર્યાપ્તા તે કરણઅપર્યાપ્તા. દેવો અને નારકો લબ્ધિઅપર્યાપ્તા હોતા નથી પણ કરણઅપર્યાપ્તા હોય છે. અને બાકીના મનુષ્ય અને તિર્યંચો લબ્ધિઅપર્યાપ્તા અને કરણ અપર્યાપ્તા એ બન્ને પ્રકારના હોય છે.

પ્રાણોને ધારણ કરે તે જીવ, તે પ્રાણોના બે પ્રકાર છે-૧ દ્રવ્યપ્રાણ અને ભાવપ્રાણ. જ્ઞાનાદિ ચતુષ્ક એ ભાવપ્રાણો છે. અને ઇન્દ્રિયાદિ દ્રવ્યપ્રાણો છે, તેના દશ પ્રકારો છેઃ-

**पणिंदिय-तिवलू-सासा-ऊ दस पाण चउ छ सग अट्ठ**
**इग-दु-ति-चउरिंदीणं असन्नि-सन्नीण नव दस य ॥**

[पञ्चेन्द्रिय-त्रिवलो-च्छ्वासा-यूंषि दश प्राणाश्चत्वारः षट् सप्ताष्टौ।
एक-द्वि-त्रि-चतुरिन्द्रियाणां असंज्ञि-संज्ञिनां नव दश च ॥ ]

અર્થ—[ पञ्चेन्द्रिय-त्रिबल-उच्छ्वास-आयूंषि ] પાંચ ઇન્દ્રિયો, ત્રણ બલ-મનબલ, વચનબલ અને કાયબલ, શ્વાસોચ્છ્વાસ અને આયુષ-એ [ दश प्राणाः ] દસ પ્રાણો છે. [ एक-द्वि-त्रि-चतुरिन्द्रियाणां ] એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિયને અનુક્રમે [ चत्वारः ] ચાર, [ षट् ] છ, [ सप्त ] સાત અને [ अष्टौ ] આઠ, [ असंज्ञि-संज्ञिनां ] અસંજ્ઞિ-મનરહિત જીવો અને સંજ્ઞી-મનસહિત જીવોને [ नव ] નવ પ્રાણ [ दश च ] અને દસ પ્રાણ હોય છે. અર્થાત્ એકેન્દ્રિય જીવોને ચાર, બેઇન્દ્રિયને છ, તેઇન્દ્રિયને સાત, ચઉરિન્દ્રિયને આઠ, અસંજ્ઞી પંચેન્દ્રિયને નવ અને સંજ્ઞી પંચેન્દ્રિયને દસ પ્રાણ હોય છે.

વિવેચન—જેના યોગે આત્માનું મનુષ્યાદિ ગતિને વિષે જીવન ટકી શકે છે અને જેના વિયોગે મરણ થાય છે તે દ્રવ્ય પ્રાણ કહેવાય છે. તેના મુખ્ય ચાર ભેદ છે–૧ ઇન્દ્રિય, ૨ બલ-યોગ, ૩ શ્વાસોચ્છ્વાસ અને ૪ આયુષ. તેમાં ઇન્દ્રિયોના પાંચ ભેદ અને બલના ત્રણ ભેદ ગણતાં પ્રાણોના દશ પ્રકાર થાય છે.

૧. ઇન્દ્રિય. ઇન્દ્ર એટલે આત્મા, તેનું ચિહ્ન તે ઇન્દ્રિય, તેના પાંચ પ્રકાર છે–૧ સ્પર્શન, ૨ રસન, ૩ ઘ્રાણ, ૪ ચક્ષુ અને ૫ શ્રોત્ર. સ્પર્શને જાણનાર સ્પર્શનેન્દ્રિય, રસને જાણનાર રસનેન્દ્રિય, ગન્ધને જાણનાર ઘ્રાણેન્દ્રિય, રૂપને જાણનાર ચક્ષુરિન્દ્રિય અને શબ્દને જાણનાર શ્રોત્રેન્દ્રિય છે. માટે તે ઇન્દ્રિયોના સ્પર્શ, રસ, ગન્ધ, રૂપ અને શબ્દ અનુક્રમે [1]વિષયો છે.

---

૧ ઇન્દ્રિયોના સ્પર્શાદિ વિષય ત્રેવીશ પ્રકારના છે. તેમાં સ્પર્શ આઠ પ્રકારે છે–૧ ગુરુ (ભારે), ૨ લઘુ (હળવો), ૩ મૃદુ (કોમળ),

**ઇન્દ્રિયોના પ્રકાર.** ઇન્દ્રિયના સામાન્ય રીતે બે પ્રકાર છે—દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય. પુદ્ગલની બનેલી દ્રવ્યેન્દ્રિય કહેવાય છે, તેના નિર્વૃત્તિ અને ઉપકરણ એ બે ભેદ છે. નિર્વૃત્તિ એટલે આકાર, તેના બાહ્ય અને અભ્યન્તર એ બે પ્રકાર છે. બાહ્ય નિર્વૃત્તિ ભિન્ન ભિન્ન જાતિના જીવોને વિષે ભિન્ન ભિન્ન જાતની હોય છે. અને અભ્યન્તર નિર્વૃત્તિ સર્વ જાતિના જીવોમાં સમાન આકારવાળી છે. શ્રોત્રેન્દ્રિય નિર્વૃત્તિનો અંદરનો આકાર કદંબપુષ્પના જેવો છે, ચક્ષુનો આકાર મસૂરના સરખો છે, ઘ્રાણેન્દ્રિયનો આકાર અતિમુક્ત પુષ્પના જેવો છે, જીહ્વેન્દ્રિયનો આકાર અસ્રાના જેવો છે અને સ્પર્શેન્દ્રિયનો ભિન્ન ભિન્ન આકાર હોય છે. સ્પર્શેન્દ્રિયની બાહ્ય અને અભ્યન્તર નિર્વૃત્તિમાં આકૃતિનો ભેદ નથી. આ અભ્યન્તર નિર્વૃત્તીન્દ્રિયમાં પોતપોતાના વિષયને જાણવાની શક્તિ તે ઉપકરણેન્દ્રિય કહેવાય છે. ખડ્ગના સમાન બાહ્યેન્દ્રિય છે, તેની ધાર સમાન અત્યન્ત

---

૪ ખર (બરસડ), ૫ શીત, ૬ ઉષ્ણ, ૭ સ્નિગ્ધ અને ૮ રુક્ષ (લુખો). રસ પાંચ પ્રકારે છે—૧ મધુર (ગળ્યો), ૨ કષાય (તૂરો), ૩ તિક્ત (કડવો), ૪ કટુક (તીખો) અને ૫ અમ્લ (ખાટો). ગન્ધના બે પ્રકાર છે—સુરભિગન્ધ અને દુરભિગન્ધ. રૂપના પાંચ પ્રકાર છે—૧ શ્વેત, ૨ પીત, ૩ રક્ત, ૪ નીલ અને ૫ કૃષ્ણ. શબ્દના ત્રણ પ્રકાર છે—૧ સચિત્ત, ૨ અચિત્ત અને મિશ્ર, સચિત્ત એટલે જીવથી ઉત્પન્ન થયેલો શબ્દ, અચિત્ત એટલે અજીવથી ઉત્પન્ન થએલો શબ્દ, જીવ અને અજીવ એ બન્નેના સમ્બન્ધથી ઉત્પન્ન થયેલો તે મિશ્ર શબ્દ. એ પ્રમાણે પાંચ ઇન્દ્રિયોના ત્રેવીશ વિષયો છે.

સ્વચ્છ પુદ્દગલના સમૂહરૂપ [1]અભ્યન્તર નિર્વૃત્તિ છે. અને તેની શક્તિવિશેષ તે ઉપકરણેન્દ્રિય છે.[2]

ભાવેન્દ્રિય. લબ્ધિ અને ઉપયોગ એ બે પ્રકારે ભાવેન્દ્રિય છે. ઇન્દ્રિયાવરણ (મતિજ્ઞાનાવરણ) કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલી શ્રોત્રાદિ ઇન્દ્રિયોના વિષયને જાણવાની આત્માની શક્તિ તે લબ્ધીન્દ્રિય, અને વિષયોને જાણવામાં ચેતનાશક્તિનો વ્યાપાર તે ઉપયોગેન્દ્રિય.

ઉપયોગેન્દ્રિય એક સમયે એકજ હોય છે, પણ વધારે હોતી નથી, કેમકે જ્યારે જે ઇન્દ્રિયની સાથે મન જોડાય છે ત્યારે તે ઇન્દ્રિય પોતાના વિષયને જાણી શકે છે. 'એકેન્દ્રિય', 'બેઇન્દ્રિય' ઇત્યાદિ વ્યવહાર દ્રવ્યેન્દ્રિયવડે થાય છે, પણ ભાવેન્દ્રિયવડે થતો નથી. જો એમ ન હોય તો બકુલાદિ વૃક્ષોને વિષે પાંચે ભાવેન્દ્રિયોનો ક્ષયોપશમ હોવાથી તે પંચેન્દ્રિય કહેવાય.

---

૧. આચારાંગ સૂત્રની ટીકામાં શુદ્ધ આત્મપ્રદેશની ઇન્દ્રિયાકારે વૃત્તિને અભ્યન્તરનિર્વૃત્તિ કહેલી છે.

૨. દરેક દ્રવ્યેન્દ્રિયની જાડાઇ અંગુલના અસંખ્યાતમાં ભાગની કહેલી છે.

[પ્ર૦] સ્પર્શનેન્દ્રિયની જાડાઇ અંગુલના અસંખ્યાતમા ભાગની છે તો તલવારના ઘાથી દેહની અંદરના ભાગમાં વેદના કેમ થાય?

[ઉ૦] સ્પર્શનેન્દ્રિયનો વિષય શીતાદિક સ્પર્શ છે, પણ વેદના તેનો વિષય નથી, વેદના તો દુઃખના અનુભવરૂપ છે, તેને સર્વ શરીરવડે આત્મા વેદે છે. સ્પર્શનેન્દ્રિય શરીરની બહાર તેમ અન્દરના પોલાણના ઉપરના ભાગમાં છે, માટે શીત જલ પીવામાં અંદરના ભાગમાં શીત સ્પર્શનો અનુભવ થાય છે.

**પ્રાપ્યકારી અને અપ્રાપ્યકારી.** ચક્ષુ શિવાય બાકીની ચાર ઇન્દ્રિયો પોતાને પ્રાપ્ત થયેલા વિષયોને જાણે છે માટે તે પ્રાપ્યકારી કહેવાય છે, અને ચક્ષુ પોતાના વિષયને પ્રાપ્ત થયા શિવાય દૂરથી જાણે છે, માટે તે અપ્રાપ્યકારી કહેવાય છે. તેથી ચક્ષુ અત્યન્ત પાસે રહેલા અંજનાદિકને જાણતી નથી.

૨. યોગ. યોગ એટલે શક્તિ અથવા [૧]સામર્થ્ય. તે સામર્થ્ય મન, વચન અને શરીરદ્વારા પ્રવર્તે છે, માટે તે યોગના ત્રણ પ્રકાર છે–૧ મનોયોગ, ૨ વચનયોગ અને ૩ કાયયોગ. [૨]મનદ્વારા જે વિચારણારૂપ આત્માનું સામર્થ્ય

---

શ્રવણેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય અને ચક્ષુરિન્દ્રિયની પહોળાઇ અંગુલ પૃથક્ત્વ ( બેથી નવ આંગુલ ) પ્રમાણ છે. અને સ્પર્શનેન્દ્રિયની પહોળાઇ પોત પોતાના શરીર પ્રમાણ છે. તેમા સ્પર્શનેન્દ્રિય શિવાય ચાર ઇન્દ્રિયોની પહોળાઇ આત્માંગુલથી જાણવી. અને સ્પર્શનેન્દ્રિયની પહોળાઇ ઉત્સેધાંગુલથી જાણવી.

૧ જેમ અલ્પશક્તિવાળો પુરૂષ પોતાની મેળે ચાલી શકતો નથી, પરન્તુ તે લાકડીના અવલમ્બનથી ચાલી શકે છે. કેમકે તેનુ સામર્થ્ય બાહ્ય અવલમ્બન શિવાય પ્રવર્તતુ નથી, પણ મન, વચન અને કાયના અવલમ્બનથી પ્રવર્તે છે, તેથી યોગના ત્રણ પ્રકાર થાય છે.

૨ જીવ કાયયોગવડે મનન કરવા માટે મનોવર્ગણાને ( મનન કરવામાં ઉપયોગી સુક્ષ્મ અણુઓના સ્કંધોને ) ગ્રહણ કરે છે, અને ગ્રહણ કરીને મનપણે પરિણમાવે છે, તે દ્રવ્યમન કહેવાય છે. તે દ્રવ્ય મનદ્વારા મનન થાય તેને ભાવમન કહે છે. મનોદ્રવ્યને ગ્રહણ કરવામાં કાયયોગ અને મનન કરવામાં મનોયોગ કારણ છે. દ્રવ્યમન અને ભાવમન બન્ને સંજ્ઞી પંચેન્દ્રિયને હોય છે. દ્રવ્યમન વિના પણ સૂક્ષ્મ

પ્રવર્તે તે મનોયોગ; [1]વચનદ્વારા જે બોલવારૂપ સામર્થ્ય પ્રવર્તે તે વચનયોગ; અને કાયદ્વારા જે ગમનાગમનાદિ સામર્થ્ય પ્રવર્તે તે કાયયોગ.

૩. શ્વાસોચ્છ્વાસ. ઉચ્છ્વાસનામ કર્મના ઉદયથી ઉચ્છ્વાસલબ્ધિ-(શ્વાસોચ્છ્વાસ લેવાની શક્તિ) પ્રાપ્ત થાય છે, અને તે લબ્ધિ તથા ઉચ્છ્વાસપર્યાપ્તિવડે શ્વાસોચ્છ્વાસ વર્ગણાના પુદ્ગલો ગ્રહણ કરવા અને પરિણમાવીને વિસર્જન કરવારૂપ ક્રિયાને શ્વાસોચ્છ્વાસ પ્રાણ [2]કહેવાય છે.

---

ભાવમન વિકલેન્દ્રિય અને એકેન્દ્રિયને પણ હોય છે. તથા સૂક્ષ્મ દ્રવ્ય-મન પણ એકેન્દ્રિયાદિને હોય છે.

૧ કાયયોગવડે ભાષાવર્ગણાને ગ્રહણ કરી ભાષાપણે પરિણમાવી અવલંબન કરીને તેનો ત્યાગ કરે છે. અહીં ગ્રહણ કરવામાં કાયયોગ અને પરિણમન તથા વિસર્જનમાં વચનયોગ કારણ છે. ભાષા જીવનેજ હોય છે, કેમકે ભાષાવર્ગણાનું ગ્રહણ અને વિસર્જન, જીવજ કરી શકે છે. " ભાષ્યમાણા ભાષા," જે બોલાય તે ભાષા-એ વ્યુત્પત્તિ જીવપ્રેરિત શબ્દને વિષે લાગુ થઇ શકે છે. અર્થાત્ ચેતનપ્રયુક્ત શબ્દને ભાષા કહેવાય છે. તે ભાષા બોલાતી હોય ત્યારે તેમાં વચનયોગ કારણ છે.

૨ શ્વાસોચ્છ્વાસના પુદ્ગલોને ગ્રહણ કરવા, પરીણમાવવા અને છોડવામાં કાયયોગનો વ્યાપાર છે, તોપણ મન અને વચનની પેઠે તેનું મનન, તથા બોધરૂપ વિશિષ્ટ ફલ નહિ હોવાથી શ્વાસોચ્છ્વાસયોગને કાયયોગથી જૂદો ન ગણતાં તેનો કાયયોગમાં સમાવેશ કર્યો છે.

૪. આયુષ. જેના સંબન્ધથી મનુષ્યાદિ ગતિમાં જીવન ટકી શકે તે આયુષ પ્રાણ [1]છે. તેના ચાર પ્રકાર છે-૧ દેવાયુષ, ૨ મનુષ્યાયુષ, ૩ તિર્યંચાયુષ અને ૪ નરકાયુષ.

એકેન્દ્રિયને સ્પર્શનેન્દ્રિય, કાયયોગ, શ્વાસોચ્છ્વાસ અને આયુષ એ ચાર પ્રાણ હોય છે. બેઇન્દ્રિય જી-

---

૧ આયુષકર્મનાં પુદ્ગલોને દ્રવ્યાયુષ અને દેવાદિગતમાં સ્થિતિકાલને કાલાયુષ કહે છે. તેમાં કાલાયુષના અપવર્તનીય અને અનપવર્તનીય એવા બે ભેદ છે-૧ વિષશસ્ત્રાદિ બાહ્ય નિમિત્તથી અને રાગાદિ આંતરનિમિત્તથી જે આયુષની સ્થિતિ ઘટે તે અપવર્તનીય આયુષ કહેવાય છે, અને તેવા નિમિત્તથી જે આયુષની સ્થિતિ ન ઘટે તે અનપવર્તનીય આયુષ કહેવાય છે. તેનો હેતુ આયુષના બન્ધની શિથિલતા અથવા મજબૂતાઇ છે. બન્ધસમયે આયુષનો શિથિલ બન્ધ કર્યો હોય તો તેનું અપવર્તન થાય છે, અને સખ્ત બંધ કર્યો હોય તો અપવર્તન થતું નથી તેમાં અનપવર્તનીય આયુષના સોપક્રમ અને નિરુપક્રમ એ બે ભેદ છે. ઉપક્રમ એટલે આયુષને ઘટવાના નિમિત્તો, તેવડે સહિત હોય, અર્થાત્ વિષ-શસ્ત્રાદિ નિમિત્તો મળવાથી જે આયુષ ન ઘટે તે સોપક્રમ અનપવર્તનીય. અને જેને આયુષ ઘટવાના વિષશસ્ત્રાદિ નિમિત્તો પ્રાપ્તજ ન થાય તે નિરુપક્રમ અનપવર્તનીય આયુષ કહેવાય છે. અપવર્તનીય આયુષ તો અવશ્ય સોપક્રમ હોય છે. કારણ કે જ્યારે જ્યારે અપવર્તનીય આયુષ હોય છે ત્યારે તેને વિષ-શસ્ત્રાદિ નિમિત્ત અવશ્ય પ્રાપ્ત થાય છે.

પ્ર૦—જો આયુષનું અપવર્તન ( સ્થિતિનું ઘટવું ) થાય તો તે આયુષ ફલ આપ્યા સિવાય નાશ પામે, તેથી તેમાં કૃતનાશ દોષનો પ્રસંગ પ્રાપ્ત થાય; તથા આયુષ કર્મ બાકી હોવા છતાં મરણ પામે

વોને રસનેન્દ્રિય અને વચનયોગ વધારતાં છ પ્રાણો હોય છે, તેઇન્દ્રિય જીવોને ઘ્રાણેન્દ્રિય અધિક કરતાં સાત પ્રાણો હોય છે, ચઉરિન્દ્રિયને ચક્ષુઈન્દ્રિય અધિક કરતાં આઠ પ્રાણ હોય છે, અસંજ્ઞી પંચેન્દ્રિયને શ્રોત્રેન્દ્રિય અધિક કરતાં નવ પ્રાણ હોય છે અને સંજ્ઞી પંચેન્દ્રિયને

---

છે, માટે અકૃત–અનિર્મિત મરણની અભ્યાગમ–પ્રાપ્તિ થવાથી અકૃતાભ્યાગમ દોષ પ્રાપ્ત થાય છે. વળી આયુષ છતાં મરણની પ્રાપ્તિ થાય છે માટે આયુષ કર્મની નિષ્ફલતા પણ સિદ્ધ થાય છે.

ઉ૦—આયુષ કર્મને વિષે કૃતનાશ, અકૃતાભ્યાગમ અને નિષ્ફળતા એ દોષો ખરી રીતે લાગતા નથી. કારણ કે જ્યારે આત્માને વિષ–શસ્ત્રાદિ ઉપક્રમ લાગે છે, ત્યારે આયુષ કર્મ બધું એક સાથે ઉદયમાં આવે છે અને જલદીથી ભોગવાય છે, તેથી બાંધેલા આયુષનો ફલ આપ્યા શિવાય નાશ થતો નથી. વળી સર્વ આયુષ કર્મનો ક્ષય થયા પછીજ મરણ પ્રાપ્ત થાય છે. માટે અકૃત (અનિર્મિત) મરણની પ્રાપ્તિ થતી નથી, તેથી અકૃતાભ્યાગમ દોષ પણ નથી. તથા આયુષ કર્મનો જલદીથી ઉપભોગ થાય છે અને બધું આયુષ ભોગવાયા પછીજ મરણ થાય છે માટે તે નિષ્ફળ પણ નથી. જેમકે ચારે તરફથી મજબૂત બાંધેલી ઘાસની ગંજીને એક તરફથી સળગાવી હોય તો તે અનુક્રમે અને ધીરે ધીરે બળે છે, પરન્તુ તેનો બંધ તોડી નાખી છૂટી કરી નાંખી હોય અને ચોતરફ પવન વાતો હોય તો તે ચારે તરફથી સળગે છે અને જલદીથી બળી જાય છે; તેવી રીતે બંધસમયે શિથિલ બાંધેલું આયુષ ઉપક્રમ લાગતાં બધું એક સાથે ઉદયમાં આવે છે અને શીઘ્ર ભોગવાઇને તેનો ક્ષય થાય છે. તેમાં ઔપપાતિક (દેવો તથા નારકો), અસંખ્ય વર્ષના આયુષવાળા (મનુષ્ય અને તિર્યંચો), ચરમ શરીરી (તેજ શરીરદ્વારા મોક્ષને પ્રાપ્ત થનારા) અને ઉત્તમ પુરુષો (તીર્થંકર, ચક્રવર્ત્યાદિ) ને અવશ્ય અનપવર્તનીય આયુષ હોય

મનોયોગ અધિક કરતાં દશ પ્રાણ હોય છે. તેમાં સંમૂર્ચ્છિમ ( અસંજ્ઞી ) પંચેન્દ્રિય મનુષ્યને સાત કે આઠ પ્રાણ હોય છે. તેઓ આહાર, શરીર અને ઇન્દ્રિય પર્યાપ્તિ પૂર્ણ કરીને મરણ પામે છે માટે તેને સાત પ્રાણ હોય છે. પણ જો શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ પૂર્ણ કરીને મરણ પામે તો તેને શ્વાસોચ્છ્વાસ સહિત આઠ પ્રાણ હોય છે. તેઓ ભાષા પર્યાપ્તિ પૂરી કરતા જ નથી, અને મનપર્યાપ્તિ તો મૂળથી જ હોતી નથી, તેથી તેને વચનબલ અને મનોબલ એ બે પ્રાણ તો હોતા જ નથી.

## जीवतत्त्व समास.

---

છે. બાકીના જીવોને અપવર્તનીય અને અનપવર્તનીય એ બન્ને પ્રકારનું આયુષ હોય છે.




દેવો, નારકો તથા અસંખ્ય વર્ષના આયુષવાળા મનુષ્ય અને તિર્યંચો પોતાના આયુષના છ માસ બાકી રહે ત્યારે પરભવાયુષનો બંધ કરે છે. બાકીના નિરુપક્રમઆયુષવાળા તિર્યંચ અને મનુષ્યો પોતાના આયુષનો ત્રીજો ભાગ બાકી રહે ત્યારે પરભવાયુષનો બંધ, કરે છે. અને સોપક્રમ આયુષવાળા પોતાના આયુષનો ત્રીજો, નવમો કે સત્યાવીશમો–એમ ત્રિગુણ કરતાં છેવટે અન્તર્મુહૂર્ત બાકી રહે ત્યારે પણ પરભવનું આયુષ બાંધે છે.

## अजीवतत्त्व.

હવે અજીવતત્ત્વના ચૌદ ભેદ દર્શાવે છે—

धम्मा-धम्मा-गासा तियतियभेदा तहेव अद्धा य।
खंधा देस पएसा परमाणु अजीव चउदसहा ॥८॥

[धर्मा-धर्मा-काशाः त्रित्रिभेदाः तथैव अद्धा च।
स्कंधा देशाः प्रदेशाः परमाणवोऽजीवश्चतुर्दशधा ॥]

અર્થ—[धर्मा-धर्मा-काशाः] ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય, [त्रित्रिभेदाः] તેના (સ્કન્ધ, દેશ અને પ્રદેશ) એ ત્રણ ત્રણ ભેદ છે. [तथैव] તેમજ [अद्धा च] સમય-કાલ; તથા (પુદ્ગલાસ્તિકાયના) [स्कन्धाः] સ્કંધો-સંપૂર્ણ ભાગ [देशाः] દેશો-અવયવો, અપૂર્ણ ભાગ, [प्रदेशाः]-પ્રદેશો અત્યન્ત સૂક્ષ્મ અવયવો અને [परमाणवः] પરમાણુઓ. (એ ચાર ભેદો છે.) એ પ્રમાણે [अजीवः] અજીવ તત્ત્વ [चतुर्दशधा] ચૌદ પ્રકારે છે.

૧. **ધર્માસ્તિકાય** ગમન ક્રિયામાં પરિણત (પ્રવૃત્ત થયેલા) જીવ અને પુદ્ગલ દ્રવ્યને સહાય કરનાર દ્રવ્ય તે ધર્માસ્તિકાય. જીવ અને પુદ્ગલ દ્રવ્યમાં સ્વાભાવિક ગમન શક્તિ રહેલી છે, તે દ્રવ્યો જ્યારે ગમન કરવામાં પ્રવૃત્ત થાય છે ત્યારે તેમ કરવામાં તેને અન્ય દ્રવ્યની સહાયની જરૂર છે, જેમ માછલામાં ગમન શક્તિ છે, પણ તેને ગમન કરવામાં પાણીની સહાયની જરૂર પડે છે, પાણી શિવાય

તે ચાલી શકતાં નથી; તેમ ગતિ કરવામાં પ્રવૃત્ત થયેલા જીવ અને પુદ્ગલ દ્રવ્યને ગમન કરવામાં સહાય આપનાર ધર્માસ્તિકાય નામે દ્રવ્યની જરૂર છે. તે લોકવ્યાપી અને અરૂપી છે. ધર્મ-દ્રવ્યના અસ્તિ-પ્રદેશોનો કાય-સમૂહ; જે દ્રવ્યના ઘણા પ્રદેશો હોય તેને 'અસ્તિકાય' કહે છે. ધર્માસ્તિકાય અનેક પ્રદેશોના સમુદાયરૂપ હોવાથી તે અસ્તિકાય છે. યદ્યપિ ધર્માસ્તિકાયાદિ અખંડ દ્રવ્ય છે, અવયવોના બનેલાં નથી, તેથી તેમાં દેશ અને પ્રદેશો ન હોઇ શકે, તોપણ તે લોકવ્યાપી હોવાથી તેમાં અવયવોની કલ્પના થઇ શકે છે એટલે તેના કલ્પિત અવયવો છે. એ પ્રમાણે બીજા દ્રવ્યોના પણ દેશ-પ્રદેશ જાણવા. ધર્માસ્તિકાય ત્રણ પ્રકારે છે-૧ સ્કન્ધ, ૨ દેશ અને ૩ પ્રદેશ.

૨. **અધર્માસ્તિકાય.** સ્થિર પરિણામને પ્રાપ્ત થયેલા જીવ અને પુદ્ગલ દ્રવ્યને સ્થિતિમાં કારણભૂત [૧]અધર્માસ્તિકાય દ્રવ્ય છે. તે લોકવ્યાપી અને અરૂપી છે. જેમ વીસામો લેવા માટે બેસવાની ઇચ્છાવાળા મુસાફરને વૃક્ષ સ્થિતિનું કારણ છે, તેમ સ્થિતિ પરિણામને પ્રાપ્ત થયેલા જીવ અને પુદ્ગલ દ્રવ્યને અધર્માસ્તિકાય સહાયક છે. અહીં સ્થિતિ એટલે ગતિ ક્રિયાથી નિવૃત્ત થવું, તેથી જે આકાશાદિ દ્રવ્યો સ્વભાવિક સ્થિર રહેલા છે તેમાં અધર્માસ્તિકાય કારણ નથી. તેના પૂર્વોક્ત ત્રણ પ્રકાર છે.

---

૧. શિષ્ય– હે ભગવન્! જીવ અને પુદ્ગલમાં ગતિ અને સ્થિતિ એ સ્વાભાવિક ધર્મ (ગુણ) છે, તો તેમાં સહાયક તરીકે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય માનવાની શી જરૂર છે?

૩. આકાશાસ્તિકાય. પુદ્ગલ અને જીવને અવકાશ આપવામાં કારણભૂત આકાશ દ્રવ્ય છે, અને તે લોકાલોક વ્યાપી અને અરૂપી છે. તેના ઉપર કહેલા સ્કંધ, દેશ અને પ્રદેશ એ ત્રણ ભેદ છે.

૪. કાલ. નવીન વસ્તુને જીર્ણ કરે તે કાલ. ભૂતકાળનો નાશ થયેલો હોવાથી અને ભવિષ્ય કાલની ઉત્પત્તિ નહિ થયેલી હોવાથી કાલ દ્રવ્ય વર્તમાન એક સમયરૂપ છે; તેથી તેના સ્કન્ધ, દેશ અને પ્રદેશરૂપ ભેદો નથી. અને

---

ગુરુ—બાપુ! તારી શકા યોગ્ય છે, પરન્તુ લોક અને અલોકની વ્યવસ્થા માટે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયની જરૂર માનેલી છે. જો ગતિ અને સ્થિતિના કારણ તરીકે તે બન્ને દ્રવ્યો ન માનવામા આવે તો જીવ અને પુદ્ગલોની ગતિ અને સ્થિતિ અનન્ત આકાશમા સર્વત્ર થાય, તેમ થવાથી જેટલા ક્ષેત્રમાં જીવ અને પુદ્ગલ દ્રવ્યો રહેલા છે તે લોક, અને જ્યા કેવળ આકાશ છે તે અલોક એ વ્યવસ્થા ન ઘટે માટે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય માનવાની જરૂર છે.

શિષ્ય—હે ભગવન્! લોકાલોકની વ્યવસ્થા ન ઘટે તો શી અડચણ?

ગુરુ—જો લોકાલોકની વ્યવસ્થા ન હોય તો જીવ અને પુદ્ગલ પરમાણુઓ પરિમિત ક્ષેત્રમા ન રહે, પણ અનન્ત આકાશમા વહેંચાઈ જાય, અને એ બધાનો પરસ્પર સબન્ધ નહિ થાય અને પરમાણુઓનો પરસ્પર સંબન્ધ નહિ થવાથી દ્વિપ્રદેશાદિ સ્કન્ધો પણ નહિ થાય માટે જીવ અને પુદ્ગલોની પરિમિત ક્ષેત્રમા ગતિ અને સ્થિતિની આવશ્યકતા છે, અને તે માટે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય માનવા જોઇએ.

પ્રદેશો ન હોવાથી તે અસ્તિકાય પણ નથી. વર્તના, પરિણામ, ક્રિયા અને પરત્વાપરત્વમાં કાલ કારણ છે.

૧. વર્તના. સર્વ ભાવોની પ્રથમ સમયાશ્રિત ઉત્પત્તિ, સ્થિતિ અને ગતિને વર્તના કહે છે.

૨. પરિણામ. દ્રવ્યોનું પોતાના મૂળ સ્વરૂપને ત્યાગ કર્યા શિવાય રૂપાન્તર થવું તે પરિણામ.

૩. ક્રિયા. પ્રયોગગતિ, વિસ્રસાગતિ, અને મિશ્રિકાગતિને ક્રિયા કહે છે. જીવના પરિણામથી થયેલી શરીરાદિના પરિણામરૂપ તે પ્રયોગગતિ. જીવના પ્રયોગ શિવાય કેવલ અજીવદ્રવ્યના પરમાણુ, ઈન્દ્રધનુષ, વાદળા ઈત્યાદિના પરિણામરૂપ વિસ્રસાગતિ. પ્રયોગ અને વિસ્રસાવડે જીવના પ્રયોગ સહિત અચેતન દ્રવ્યના પરિણામરૂપ મિશ્રિકા ગતિ.

૪. પરત્વાપરત્વ. "આ પૂર્વભાવી (પૂર્વે ઉત્પન્ન થયેલું) છે, અને આ પશ્ચાદ્દભાવી (પછીથી ઉત્પન્ન થયેલું) દ્રવ્ય છે" એવો વ્યવહાર જેના આશ્રયથી થાય તે પરત્વાપરત્વ.

આ વર્તનાદિસ્વરૂપ કાલ મુખ્યપણે દ્રવ્ય નથી, પણ પંચાસ્તિકાયનો પર્યાય છે. ( पर्याये द्रव्योपचारः) પર્યાયમાં દ્રવ્યનો ઉપચાર કરીને તેને દ્રવ્ય કહેલું છે. તેથી જીવ દ્રવ્યના પર્યાયો જીવરૂપ અને અજીવ દ્રવ્યના પર્યાયો અજીવરૂપ હોવાથી કાલને જીવાજીવરૂપ કહેલો છે. આ સમયરૂપ કાલ નૈશ્ચયિક કાલ છે અને તે અત્યન્ત સૂક્ષ્મ છે. સર્વજ્ઞથી પણ તેનો વિભાગ કલ્પી શકાતો નથી. તે એટલો સૂક્ષ્મ છે કે નિમેષમાત્રમાં અસંખ્ય સમય વ્યતીત થાય

છે. [1]અસંખ્ય સમયના સમૂહરૂપ આવલિકા, મુહૂર્ત ઈત્યાદિ [2]વ્યાવહારિક કાલ છે.

૫. પુદ્‌ગલાસ્તિકાય. પૂરણ—પરસ્પર મળવા અને ગલન-છૂટા થવાના સ્વભાવવાળું પરમાણુ અને સ્કન્ધરૂપ [3]પુદ્‌ગલાસ્તિકાય દ્રવ્ય છે. અથવા વર્ણ, ગન્ધ, રસ અને

---

૧. સૂત્રમાં સમયની સૂક્ષ્મતા જીર્ણ વસ્ત્ર ફાડવાના દૃષ્ટાન્તથી દર્શાવી છે. જેમ કોઇ યુવાન પુરુષ જીર્ણ વસ્ત્રને ફાડે, તે વસ્ત્ર અનેક તન્તુઓનું બનેલું હોવાથી પ્રથમ એક તતુને ફાડે અને પછીથી અનુક્રમે બીજા તન્તુઓને ફાડે. તેમાં એક તન્તુ ફાડવામાં જેટલો કાળ લાગે તેથી પણ સમય અત્યન્ત સૂક્ષ્મ છે. હવે તે એક તન્તુ અનેક ઝીણા તન્તુઓનો બનેલો છે, અને તે ઝીણા તન્તુઓ અનુક્રમે ફાટે છે. તેમાં પ્રથમ એક ઝીણા તન્તુને ફાડવામાં જે કાલ લાગે તેથી પણ અત્યન્ત સૂક્ષ્મ સમય છે.

૨ સમયનો સમૂહ થઇ શકતો નથી, કેમકે ભૂતકાલનો સમય નષ્ટ થાય છે, ભવિષ્યનો સમય હજી ઉત્પન્ન થયો નથી, માત્ર વર્તમાનમાં એક સમય હોય છે. માટે સમયનો સમૂહ થઈ શકતો નથી પણ કલ્પી શકાય છે. અસંખ્ય સમયોનો કલ્પિત સમુદાય તે એક આવલિકા. એક ક્રોડ સડસઠ લાખ સત્યોતેર હજાર બસો સોળ આવલિકાનો એક મુહૂર્ત. ત્રીશ મુહૂર્તનો એક અહોરાત્ર (રાત દિવસ) પદર અહોરાત્રનો એક પક્ષ. બે પક્ષનો એક માસ. બાર માસનો એક વર્ષ. અને અસંખ્ય વર્ષોનું એક પલ્યોપમ થાય છે. પલ્યની (કુવાની) ઉપમા–દૃષ્ટાન્ત-થી તેનુ પ્રમાણ જાણી શકાય છે માટે તે પલ્યોપમ કહેવાય છે. દશ કોટાકોટી પલ્યોપમે એક સાગરોપમ થાય છે.

૩ अणवः स्कन्धाश्च (तत्त्वा० अ. ६. सू. २५.) અણુ-પરમાણુ અને સ્કન્ધો એ બે પ્રકારે પુદ્‌ગલાસ્તિકાય છે.

સ્પર્શવાળું પુદ્ગલાસ્તિકાય દ્રવ્ય છે. તેના ચાર પ્રકાર છે– ૧ સ્કંધ, ૨ દેશ, ૩ પ્રદેશ અને પરમાણુ.

૧. સ્કન્ધ. કોઇપણ દ્રવ્યનો અવયવવાળો :અખંડ–પરિપૂર્ણ ભાગ તે સ્કન્ધ. જેમ લોકવ્યાપી અખંડ ધર્માસ્તિકાય દ્રવ્ય તે ધર્માસ્તિકાયનો સ્કન્ધ. અખંડ લોકવ્યાપી અધર્માસ્તિકાય તે અધર્માસ્તિકાયનો સ્કન્ધ. લોકાલોક વ્યાપી અખંડ આકાશાસ્તિકાય દ્રવ્ય તે આકાશાસ્તિકાયનો સ્કન્ધ. દ્વિપ્રદેશથી આરંભી અનન્તપ્રદેશ સુધી પુદ્ગલાસ્તિકાયના સ્કન્ધો. તે પુદ્ગલાસ્તિકાયના સ્કન્ધો અનન્ત છે. "स्कन्दन्ते–शुष्यन्ति पुद्गलविचटनेन, धीयन्ते–पुष्यन्ति पुद्गलचटनेनेति स्कंधाः" "પુદ્ગલના વિખરાવાથી ક્ષીણ થાય, અને મળવાથી પુષ્ટ થાય તે સ્કન્ધ." સૂત્રમાં આ પ્રકારે સ્કન્ધનું લક્ષણ કહેલું છે. આ વ્યુત્પત્તિથી પુદ્ગલ સ્કન્ધનેજ સ્કન્ધ કહી શકાય પણ ધર્માસ્તિકાયાદિકમાં સ્કન્ધનો વ્યવહાર ન થઇ શકે. તેથી સૂત્રમાં માત્ર પુદ્ગલનો સ્કન્ધ કહ્યો છે, પણ ધર્માસ્તિકાયાદિકનો સ્કન્ધ કહ્યો નથી.*

---

संघातभेदेभ्य उत्पद्यन्ते (तत्त्वा० अ. ५ सू. २६.) તેમાં સ્કન્ધો સંઘાત, ભેદ અને ભેદ–સંઘાતથી ઉત્પન્ન થાય છે. સંઘાત–પરમાણુઓનુ પરસ્પર મળવું, ભેદ–જૂદા પડવું અને સંઘાત–ભેદ એટલે પરમાણુઓનું મળવું અને જૂદા પડવું–એ ત્રણ કારણોથી સ્કન્ધો થાય છે.

भेदादणुः (तत्त्वा० अ. ५. सू. २७.) ભેદથી એટલે પરસ્પર જૂદા પડવાથી જ પરમાણુ થાય છે.

* જુઓ (દ્રવ્ય લોકપ્રકાશ. પૃ. ૫૦.)

અહીં ધર્માસ્તિકાયાદિકનો નિયત—એક પ્રકારનો સ્કન્ધ છે, પણ પુદ્‌ગલાસ્તિકાયનો નિયત સ્કન્ધ નથી, જેમકે ઘટ એ પુદ્‌ગલાસ્તિકાયનો સ્કન્ધ છે. હવે તે ઘટ ફૂટીને તેના બે કકડા થાય તો તે બન્ને પુદ્‌ગલાસ્તિકાયના સ્કન્ધ કહેવાય. વાસ્તવિક રીતે પુદ્‌ગલાસ્તિકાયમાં પરમાણુ એ મુખ્ય દ્રવ્ય છે. અને પરમાણુદ્રવ્યના સમૂહ રૂપ તેનો સ્કન્ધ છે. તેથી "દ્રવ્યનો અવયવવાળો સંપૂર્ણ ભાગ તે સ્કંધ". એ પ્રથમ વ્યાખ્યાને અનુસારે પુદ્‌ગલને વિષે સ્કન્ધનો વ્યવહાર ઘટી ન શકે, તેમ તેનામાં અંશની કલ્પના ન થતી હોવાથી તે અસ્તિકાય પણ ન કહી શકાય, પરન્તુ પુદ્‌ગલ પરમાણુમાં બીજા પરમાણુઓ સાથે મળવાની યોગ્યતા હોવાથી સ્કન્ધ અને અસ્તિકાયનો ઔપચારિક વ્યવહાર થઈ શકે છે.

૨. દેશ. કોઈપણ વસ્તુના અવયવ—ભાગ—ને દેશ કહે છે. એટલે સ્કન્ધની સાથે સંબન્ધવાળો જે ભાગ હોય તે દેશ. ધર્માસ્તિકાયાદિક દ્રવ્યના અવયવ તે તેના દેશ કહેવાય છે, દરેક દ્રવ્યમાં અનિયત દેશ હોય છે.

૩. પ્રદેશ. કોઇપણ વસ્તુનો અત્યન્ત સૂક્ષ્મ અવયવ કે જેના સર્વજ્ઞની બુદ્ધિથી પણ વિભાગ ન થઇ શકે તે પ્રદેશ કહેવાય છે. ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના અસંખ્ય પ્રદેશ છે, આકાશના અનન્ત છે, પુદ્‌ગલાસ્તિકાયના સંખ્યાત, અસંખ્યાત અને અનન્ત પ્રદેશો હોય છે. કાલ એક સમય રૂપ હોવાથી તેના અવયવ થઇ શકતા નથી, માટે તેના દેશ કે પ્રદેશો નથી. પ્રદેશ તે સ્કન્ધના અવયવરૂપ હોવાથી તેનો સ્કન્ધની સાથે નિયત સંબન્ધ હોય છે.

**પરમાણુ.** સ્કન્ધથી જૂદો થયેલો પરમ-અત્યન્ત સૂક્ષ્મ અણુ તે પરમાણુ. તે માત્ર પુદ્ગલાસ્તિકાયનો ભેદ છે, તેથી પુદ્ગલાસ્તિકાયના ચાર ભેદ છે, અને બીજા ધર્માસ્તિકાયાદિના ત્રણ ત્રણ ભેદ છે, કેમકે ધર્માસ્તિકાયાદિક દ્રવ્યો અખંડ રૂપ હોવાથી તેના પ્રદેશો તેનાથી જુદા પડતા નથી.

યદ્યપિ પ્રદેશ અને પરમાણુ બન્ને પરિમાણમાં સરખા છે તો પણ પ્રદેશનો સ્કન્ધની સાથે નિયત સંબન્ધ છે અને પરમાણુનો નથી. પરમાણુ એ પુદ્ગલાસ્તિકાયના સ્કન્ધથી છૂટો પડેલો સૂક્ષ્મ અવયવ છે.

પરમાણુ દરેક કાર્યનું છેવટનું કારણ છે, અને તે અત્યન્ત સૂક્ષ્મ તથા નિત્ય છે, તેમાં એક રસ, એક વર્ણ, એક ગન્ધ, અને બે સ્પર્શ હોય છે, અને તે કાર્યવડે જાણી શકાય[1] છે.

એક પરમાણુથી માંડીને અસંખ્ય પરમાણુઓના સ્કન્ધો તથા અનન્ત પરમાણુઓના સૂક્ષ્મ સ્કન્ધો દૃષ્ટિગોચર થઈ શકતા નથી, પણ માત્ર અનન્તપરમાણુઓના બાદર (સ્થૂલ) સ્કન્ધો દૃષ્ટિગોચર થાય છે.

એક પરમાણુથી આરંભી અનન્ત પરમાણુઓનો સ્કન્ધ એક આકાશ પ્રદેશમાં રહી શકે છે. દ્વિપ્રદેશ સ્કન્ધ બે આકાશ પ્રદેશ તથા એક આકાશ પ્રદેશમાં પણ રહી શકે છે. યાવત્ સંખ્યાત પ્રદેશી સ્કન્ધ આકાશના સંખ્યાત પ્રદેશમાં અને અસંખ્યાત પ્રદેશી તથા અનન્ત પ્રદેશી સ્કન્ધ આકાશના અસંખ્ય પ્રદેશમાં રહી શકે છે, કેમકે આકાશનો

---

1 कारणमेव तदन्त्यं सूक्ष्मो नित्यश्च भवति परमाणुः ।
एकरस-वर्ण-गन्धो द्विस्पर्शः कार्यलिङ्गश्च ॥ (तत्वार्थ पृ. २६५).

અવકાશ આપવાનો સ્વભાવ છે, અને પુદ્ગલનો વિચિત્ર પરિણામ હોય છે.

એ પ્રમાણે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયના સ્કન્ધ, દેશ અને પ્રદેશ એ ત્રણ ત્રણ ભેદ છે, કાળનો એક ભેદ છે, તથા પુદ્ગલાસ્તિકાયના સ્કન્ધ, દેશ, પ્રદેશ અને પરમાણુ એ ચાર ભેદ છે. સર્વ મળીને અજીવ તત્ત્વના ચૌદ ભેદ થાય છે.

ષટ્દ્રવ્ય. એ પ્રમાણે પાંચ અજીવ દ્રવ્યો કહ્યા, તેની સાથે એક જીવ દ્રવ્ય ગણતાં છ દ્રવ્યો થાય છે, જીવ દ્રવ્યનું સ્વરૂપ પ્રથમ જીવતત્ત્વના નિરૂપણ પ્રસંગે કહ્યું છે.

દ્રવ્ય. ગુણ અને પર્યાયવાળું હોય તે [1]દ્રવ્ય કહેવાય છે. જેમકે જીવને જ્ઞાનાદિ ગુણો અને મનુષ્ય, તિર્યંચાદિ પર્યાયો છે, તેથી તે દ્રવ્ય કહેવાય છે. એ પ્રમાણે પુદ્ગલાસ્તિકાયાદિ પણ ગુણપર્યાયવાળા હોવાથી દ્રવ્ય જાણવા.

ગુણ. દ્રવ્યની સાથે રહેનાર ધર્મ તેને ગુણ કહે છે. અહીં વસ્તુનો સ્વભાવ તે ધર્મ સમજવો. જેમ આત્માની સાથે રહેનાર આત્માના જ્ઞાનાદિ સ્વભાવને ગુણ કહે છે. અર્થાત્ જ્ઞાનાદિ ધર્મો જ્યાંસુધી દ્રવ્ય રહે ત્યાં સુધી રહે છે, માટે તે ગુણ કહેવાય છે.

પર્યાય. ક્રમભાવી–દ્રવ્યના એક પછી એક એમ અનુક્રમે ઉત્પન્ન થનાર–ધર્મને પર્યાય કહે છે. જેમ આત્માની મનુષ્યાદિ

---

૧ गुणपर्यायवद् द्रव्यम्. (तत्त्वा० अ. ५ सू. ३७) ગુણ અને પર્યાયવાળું દ્રવ્ય કહેવાય છે.

૨ उत्पाद–व्यय–ध्रौव्ययुक्तं सत्. (तत्त्वा० अ. ५. सू. २९.) ઉત્પાદ, વ્યય અને ધ્રુવતાયુક્ત હોય તે સત્ કહેવાય છે.

અવસ્થાઓ અનુક્રમે એક પછી એક ઉત્પન્ન થાય છે, પણ તેમાંની એક પણ અવસ્થા સ્થાયી રહેતી નથી. જેમકે મનુષ્યપણું અમુક કાલ પર્યન્ત હોય છે, ત્યાર પછી તિર્યંચપણું પ્રાપ્ત થાય, પછી દેવપણું પ્રાપ્ત થાય, તથા મનુષ્યપણામાં બાલ્ય, યૌવન, અને વૃદ્ધત્વાદિ અવસ્થાઓ–એ પ્રમાણે એક પછી એક અવસ્થાઓ અનુક્રમે પ્રાપ્ત થાય તેને પર્યાય કહે છે. પર્યાયના બે પ્રકાર છે–વિભાવપર્યાય અને સ્વભાવપયાય. અન્ય દ્રવ્યના સંયોગથી જે પર્યાય ઉત્પન્ન થાય તે વિભાવપર્યાય. જેમ મનુષ્યપર્યાય આત્મા સાથે પુદ્‌ગલના સંયોગથી થાય છે, માટે તે વિભાવપર્યાય કહેવાય છે.અન્ય દ્રવ્યના સંયોગ વિના જે થાય તે સ્વભાવપર્યાય. જેમકે મુક્ત આત્માને પ્રતિસમય શુદ્ધ જ્ઞાનાદિ સ્વરૂપનો અનુભવ થવો, અથવા એક પરમાણુમાં એકગુણ સંખ્યાતગુણ, અસંખ્યાતગુણ કે અનન્તગુણ વર્ણાદિનો ફેરફાર થવો.

**સ્યાદ્વાદ.** અહીં પ્રસંગથી સ્યાદ્વાદનું સ્વરૂપ દર્શાવાય છે–આ વિશ્વમાં પૂર્વે વર્ણવેલાં છ દ્રવ્યો ઉત્પાદ, વ્યય અને ધ્રુવતારૂપ છે–એટલે તે પોતાના મૂળ સ્વભાવથી ધ્રુવ-નિત્ય છે, અને પર્યાય–વિવિધ અવસ્થાઓની અપેક્ષાએ અનિત્ય છે–એટલે ઉપજે અને વિનાશપામે છે.જેમકે સોનાની કંઠી ભાંગીને કડું કરાવ્યું, તેમાં કંઠી નાશ પામે છે,કડું ઉત્પન્ન થાય છે, અને તે બન્ને અવસ્થામાં સોનું નિત્ય છે, તે ઉત્પન્ન કે વિનષ્ટ થતું નથી. આત્મા મનુષ્ય અવસ્થાની અપેક્ષાએ ઉપજે છે, દેવ અવસ્થાની અપેક્ષાએ વિનાશ પામે છે, અને મૂલ આત્મદ્રવ્યની અપેક્ષાએ નિત્ય છે. આ પ્રમાણે એક વસ્તુમાં પરસ્પર વિરૂદ્ધ જણાતાં નિત્ય અનિત્ય ધર્મો અપેક્ષાએ સત્ય

છે. તેવી રીતે બીજા દ્રવ્યો પણ સાપેક્ષપણે ઉત્પાદ, વિનાશ અને ધ્રુવસ્વભાવવાળા જાણવા–એટલે સર્વ દ્રવ્યો અમુક અવસ્થાની અપેક્ષાએ ઉત્પન્ન થાય છે, અમુક અવસ્થાની અપેક્ષાએ વિનાશ પામે છે, અને મૂળ દ્રવ્યની અપેક્ષાએ ધ્રુવ છે. કોઈ પણ દ્રવ્ય એકાન્ત દૃષ્ટિથી નિરપેક્ષપણે ઉત્પન્ન થતું નથી, નાશ પામતું નથી, તેમ ધ્રુવ પણ નથી. આ રીતે નિત્ય, અનિત્ય આદિ અનેક ધર્મોનો સાપેક્ષપણે સ્વીકાર કરવો તેને સ્યાદ્વાદ[1] કહે છે. સ્યાદ્-કથંચિત્, સાપેક્ષપણે વાદ–કથન કરવું તે સ્યાદ્વાદ. સ્યાદ્વાદ એકાન્તદૃષ્ટિ,કદાગ્રહ અથવા વિરોધનો નાશ કરે છે અને કોઇ પણ વસ્તુના જ્ઞાનમાં અનેકાન્ત દૃષ્ટિ અથવા વિશાલતા આપે છે.

હવે પુદ્‌ગલના પરિણામ અને લક્ષણ કહે છે:—

सद्द-धयार उज्जोअ पभा छायाऽऽतवे इ वा ।
वण्ण-गंध-रसा-फासा पुग्गलाणं तु लक्खणं ॥११॥

शब्दा-न्धकारौ उद्योतः प्रभा छायाऽऽ तपश्च वा ।
वर्ण-गन्ध-रस-स्पर्शा पुद्गलानां तु लक्षणम् ॥

અર્થ—[ शब्दा-न्धकारौ ] શબ્દ, અન્ધકાર, [ उद्योतः ] ચન્દ્રાદિનો શીતપ્રકાશ, [ प्रभा ] રત્નાદિકની કાન્તિ, [ छाया ] પ્રતિબિંબ, [ आतपः ] સૂર્યનો તાપ, [ वर्ण-गन्ध-रस-स्पर्शाः ]

---

૧ नित्यानित्याद्यनेकधर्मशबलैकवस्त्वभ्युपगम इति यावत् (સિદ્ધ-હૈમ. ૧. ૧. ૨. ) સ્યાદ્‌વાદ એટલે અનેકાન્તવાદ, અર્થાત્ નિત્ય, અ-નિત્ય, આદિશબ્દથી સામાન્ય, વિશેષ, સત્, અસત્, અભિલાપ્ય અને અનભિલાપ્ય ઇત્યાદિ અનેક ધર્મયુક્ત વસ્તુનો સ્વીકાર કરવો.

-વર્ણ, ગન્ધ, રસ અને સ્પર્શ-એ [ पुद्गलानां ] પુદ્ગલોનો [ लक्षणं ] ધર્મ છે.

**વિવેચન**-શબ્દાદિ પુદ્ગલના વિશેષ ધર્મ છે, અને વર્ણાદિ સામાન્ય ધર્મ છે.

શબ્દ, શબ્દ એટલે ધ્વનિ. તેના ત્રણ પ્રકાર છે, સચિત્ત, અચિત્ત અને મિશ્ર. જીવના પ્રયત્નથી કંઠ-તાલુ આદિ સ્થાનમાંથી ઉત્પન્ન થયેલો તે સચિત્ત શબ્દ. અજીવ દ્રવ્યના પરસ્પર અથડાવાથી થયેલો તે અચિત્ત શબ્દ. ચેતન અને અચેતન પદાર્થના સંબન્ધથી ઉત્પન્ન થયેલો તે મિશ્ર શબ્દ. અથવા શબ્દ બે પ્રકારે છે. ભાષારૂપ અને અભાષારૂપ. ભાષાત્મક શબ્દના બે પ્રકાર છે. વર્ણાત્મક ( અકારાદિ અક્ષરરૂપ ) અને અવર્ણાત્મક ( માત્ર ધ્વનિરૂપ ). એ સર્વ પ્રાયોગિક શબ્દ છે. અભાષાત્મક શબ્દ બે પ્રકારે છે. પ્રાયોગિક અને વૈસ્રસિક. પ્રાયોગિક તે ચેતનના પ્રયત્નથી ઉત્પન્ન થયેલ ભેર્યાદિનો શબ્દ, અને વૈસસિક તે સ્વાભાવિક-પ્રયત્ન શિવાય થયેલો-મેઘ વગેરેનો શબ્દ. એ પુદ્ગલનો [1]પરિણામ છે.

અન્ધકાર. દૃષ્ટિને રોકનાર પુદ્ગલનો પરિણામ તે અન્ધકાર. સૂર્યના કે દીવાના પ્રકાશથી જે અણુઓ તૈજસ

---

૧ નૈયાયિકો શબ્દને આકાશનો ગુણ માને છે "शब्दगुणकमाकाशम्." પરન્તુ શબ્દ પુદ્ગલનો પરિણામ છે. કેમકે તે ગન્ધની પેઠે વાયુની અનુકૂલ દિશાએ જાય છે, તેમજ કાનનો પણ ઉપઘાત કરે છે. જો શબ્દ આકાશનો ગુણ હોય તો આકાશની જેમ તે સર્વત્ર હોય, અને કોઇનો ઉપઘાત ન કરી શકે.

પરિણામને પ્રાપ્ત થાય છે.તે પૂર્વોક્ત પ્રકાશના અભાવથી શ્યામપણે પરિણમે છે, માટે [૨]અન્ધકાર પુદ્ગલનો પરિણામ છે.

**ઉદ્યોત.** ચન્દ્રાદિના શીત પ્રકાશને ઉદ્યોત કહે છે.

**પ્રભા** પ્રદીપાદિના પ્રકાશને પ્રભા કહે છે.

**છાયા.** પ્રકાશના આવરણ નિમિત્તે દર્પણાદિ સ્વચ્છ પદાર્થમાં જે પ્રતિબિંબ પડે તે [૩]છાયા દર્પણાદિને વિષે વર્ણાદિ યુક્ત. પ્રતિબિંબ હોય છે, અને અન્યત્ર પ્રતિબિંબ માત્ર હોય છે

**આતપ** સૂર્યના ઉષ્ણ પ્રકાશને આતપ કહે છે

**વર્ણ.** ચક્ષુદ્વારા જાણી શકાય એવા ગુણને વર્ણ કહે છે, તેના પાંચ પ્રકાર છે–ધોળો, પીળો, રાતો. લીલો અને

---

૨ નૈયાયિકો અન્ધકારને તેજના અભાવરૂપ કહે છે, પરન્તુ અન્ધકાર ભાવાભાવરૂપ પૌદ્ગલિક દ્રવ્ય છે અને અન્ધકારરૂપ પરિણામમા તેજનો અભાવ કારણ છે કેવળ તે અભાવરૂપ નથી પણ તે ભાવરૂપે સ્પષ્ટ માલૂમ પડે છે

૩ સર્વ ઇન્દ્રિયગોચર વસ્તુ ચય–અપચયધર્મવાળી અને કિરણોવાળી છે અને તે કિરણો એટલે છાયાના પુદ્ગલો તેઓ તેવા પ્રકારની સામગ્રી પામીને વિચિત્ર પરિણામવાળા થાય છે જ્યારે તે આતપાદિયુક્ત અભાસ્વર (અપ્રકાશરૂપ) ભૂમિઆદિ વસ્તુને વિષે પડે છે ત્યારે તે કિરણો પોતાની મૂળ વસ્તુના આકારવાળા અને શ્યામરૂપે પરિણત થાય છે × × × જ્યારે ખડ્ગ–આરિસા વગેરે ભાસ્વર (પ્રકાશયુક્ત) વસ્તુમા દાખલ થાય છે ત્યારે પોતાના મૂલ દ્રવ્યના સમાન વર્ણ અને આકારવાળા થાય છે (દ્રવ્યલોકપ્રકાશ, સર્ગ ૧૧ શ્લોક ૧૪૭–૧૫૧)

કાળો. અને એક બીજા વર્ણના સંયોગથી તેના ઘણા પ્રકાર થાય છે. તે પાંચ વર્ણમાંથી પરમાણુમાં એકસમયે એકજ પ્રકારનો વર્ણ હોય છે. તે વર્ણમાં પણ પ્રતિસમય પરિણામ થયા કરે છે. જેમકે એકગુણ કાળો વર્ણ તે દ્વિગુણ, યાવત્ સંખ્યાત, અસંખ્યાત અથવા અનન્તગુણ કાળો થાય છે. પરમાણુઓના સ્કન્ધોમાં તો વાસ્તવિક રીતે પાંચે વર્ણ હોય છે, પણ વ્યવહારદષ્ટિથી કોઈ એક વર્ણનું પ્રાધાન્ય હોવાથી તે વર્ણ કહેવાય છે.

**ગન્ધ.** ઘ્રાણેન્દ્રિયદ્વારા જાણી શકાય એવા ગુણને ગન્ધ કહે છે, તેના બે પ્રકાર છે—સુગન્ધ અને દુર્ગન્ધ. એક પરમાણુમાં બેમાંથી એકજ ગન્ધ હોય છે.

**રસ.** રસનેન્દ્રિયવડે જે જાણી શકાય તે રસ, તેના પાંચ પ્રકાર છે—૧ કડવો, ૨ તીખો, ૩ ખાટો, ૪ તૂરો અને ૫ મધુર. એ પાંચ રસમાંથી એક પરમાણુમાં માત્ર એકજ રસ હોય છે.

**સ્પર્શ.** સ્પર્શનેન્દ્રિયવડે જાણી શકાય એવા ગુણને સ્પર્શ કહે છે. તેના આઠ પ્રકાર છે—૧ શીત, ૨ ઉષ્ણ, ૩ સ્નિગ્ધ ( ચિકણો ), ૪ રુક્ષ ( લુખો ), ૫ ગુરુ ( ભારે ), ૬ લઘુ ( હલકો ), ૭ મૃદુ ( કોમલ ) અને ૮ કર્કશ ( ખરસઠ ). એ આઠ સ્પર્શમાંનાં પ્રથમના ચાર સ્પર્શમાંથી પરમાણુમાં અવિરોધી માત્ર બે સ્પર્શ હોય છે—શીત અને ઉષ્ણમાંથી એક સ્પર્શ, તથા સ્નિગ્ધ, અને રુક્ષમાંથી એક સ્પર્શ. એટલે શીત અને સ્નિગ્ધ, શીત અને રુક્ષ, ઉષ્ણ અને સ્નિગ્ધ, ઉષ્ણ અને રુક્ષ.

એ દશ પ્રકારે પુદ્ગલનો *પરિણામ કહ્યો છે. અથવા શબ્દાદિ પુદ્ગલનો વિશેષ પરિણામ છે અને વર્ણાદિ સામાન્ય પરિણામ છે—એટલે વર્ણ, ગન્ધ, રસ અને સ્પર્શ એ દરેક પરમાણવાદિ સામાન્ય પુદ્ગલને વિષે હોય છે, તેથી તેને લક્ષણ એટલે પુદ્ગલનો અસાધારણ ધર્મ કહે છે. શબ્દાદિ વિશેષ ધર્મ છે, તે અમુક પુદ્ગલ સ્કન્ધોમાં હોય અને બીજા સ્કન્ધોમાં ન હોય.

હવે છ દ્રવ્યોને વિષે પરિણામિત્વાદિ ધર્મનો વિચાર કરે છે—

---

* ૧ બંધન, ૨ ગતિ, ૩ સંસ્થાન, ૪ ભેદ, ૫ વર્ણ, ૬ ગંધ, ૭ રસ, ૮ સ્પર્શ, ૯ અગુરુલઘુ, અને ૧૦ શબ્દ. એ દશ પ્રકારે પુદ્ગલોનો પરિણામ છે. ૧ સ્નિગ્ધ પરમાણુનો બેથી માંડીને અધિક સ્નેહગુણવાળા સ્નિગ્ધ પરમાણુની સાથે, તેમ રુક્ષ પરમાણુનો તેવા પ્રકારના રુક્ષ પરમાણુની સાથે, તથા તેવી રીતે સ્નિગ્ધનો રુક્ષની સાથે બન્ધ થાય છે તે બન્ધપરિણામ. એક સ્થળેથી બીજા સ્થળે જવું તે ગતિપરિણામ. સંસ્થાન—આકારપણે પરિણામ પામવો તે સંસ્થાનપરિણામ. ભેદ—વિભાગરૂપે પરિણામ પામવો તે ભેદપરિણામ. કૃષ્ણાદિવર્ણરૂપે પરિણામ પામવો તે વર્ણપરિણામ. તેવી રીતે ગંધાદિપરિણામ પણ જાણવો. જે દ્રવ્ય ગુરુ અને લઘુપણે પરિણત ન હોય, તે દ્રવ્યમાં અગુરલઘુપરિણામ જાણવો. અરૂપી દ્રવ્યો તથા ચાર સ્પર્શવાળા દ્રવ્યો અગુરુલઘુપરિણામવાળા હોય છે અને આઠ સ્પર્શવાળાં દ્રવ્યો ગુરલઘુપરિણામવાળાં હોય છે. તેમાં રૂપી દ્રવ્યમાં ઔદારિક, વૈક્રિય, આહારક અને તૈજસ ગુરુલઘુપરિણામવાળા દ્રવ્યો છે, અને શ્વાસોચ્છ્વાસ, ભાષા, મન અને કાર્મણ એ અગુરુલઘુ દ્રવ્યો છે. (લોકપ્રકાશ. પૃ. ૬૧૫ )

परिणामि जीव मुत्तं सपएसा एग खित्त किरिया य।
णिच्चं कारण कत्ता सव्वगय इयर अंप्पवेसे ॥१०॥

[ परिणामी जीवो मूर्त्तः सप्रदेशा एकः क्षेत्रं क्रिया च ।
नित्यं कारणं कर्त्ता सर्वगत इतरः अप्रवेशः ॥ )

અર્થ—[ परिणामी ] રૂપાન્તરને પ્રાપ્ત થાય તે; [ जीवः ] જીવ; [ मूर्त्त ] મૂર્ત, રૂપી; [ सप्रदेशाः ] પ્રદેશ સહિત; [ एकः ] એકસંખ્યાવાળા; [ क्षेत्रं ] આધારભૂત દ્રવ્ય; [ क्रिया ] ગત્યાદિ ક્રિયા; [ नित्यं ] સ્થાયી, એકરૂપે અવસ્થિત; [ कारणं ] કારણ-ભૂત; [ कर्त्ता ] સ્વતન્ત્ર ક્રિયા કરનાર; [ सर्वगतः ] સર્વ વ્યાપક [ इतरः ] વિપરીત સર્વવ્યાપક નહિ તે; [ अप्रवेशः ] પ્રવેશ-પરિણામ રહિત—અન્ય દ્રવ્યના પરિણામ રહિત.

હવે છ દ્રવ્યોનું વિશેષ સ્વરૂપ જાણવા માટે તેમાં પરિણામી વગેરે બાર દ્વાર ઉતારે છે.

**પરિણામી.** [1]પરિણામ એટલે પોતાનો મૂળ સ્વભાવ છોડયા શિવાય દ્રવ્યનું રૂપાન્તર થવું, જે દ્રવ્યોનું તેવું રૂપાન્તર થઇ શકે તે પરિણામી કહેવાય છે. જીવને વિષે દેવ, મનુષ્યાદિ ભિન્નભિન્ન પરિણામ—રૂપાન્તર થાય છે, તેમજ પુદ્‌ગલને વિષે વર્ણાદિ પરિણામ થાય છે, માટે જીવ અને પુદ્‌ગલ એ બે દ્રવ્યો પરિણામી છે. ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોનું રૂપાન્તર થતું નથી, કેમકે તે હંમેશાં એકરૂપે રહેલા છે, તેથી બાકીના ચાર દ્રવ્યો [2]અપરિણામી છે.

---

૧ "परिणामो हि रुपान्तरागमनम्" ।

૨ યદ્યપિ નિશ્ચયનયથી છએ દ્રવ્યો પોતાના સ્વરૂપમાં પરિણમે છે, તેથી પરિણામી છે; પરન્તુ વ્યવહારનયથી જીવ અને પુદ્‌ગલ

**જીવ.** છ દ્રવ્યમાં જીવ દ્રવ્ય જીવ–ચેતનાયુક્ત છે અને બાકીના પાંચ દ્રવ્યો અજીવ છે.

**મૂર્ત.** જે દ્રવ્ય વર્ણ, ગંધ, રસ અને સ્પર્શયુક્ત હોય તે મૂર્ત કહેવાય છે. છ દ્રવ્યમાં પુદ્દગલદ્રવ્ય, વર્ણ, ગન્ધ, રસ અને સ્પર્શયુકત હોવાથી મૂર્ત છે અને પાંચ દ્રવ્યો વર્ણાદિથી રહિત હોવાને લીધે અમૂર્ત છે.

**સપ્રદેશ.** જેના પ્રદેશો–સૂક્ષ્મ અવયવો હોય તે સપ્રદેશી દ્રવ્યો કહેવાય છે. જીવ, ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના અસંખ્યાત પ્રદેશો છે, આકાશના અનન્ત પ્રદેશો છે, અને પુદ્દગલ દ્રવ્યના દ્વિપ્રદેશથી માંડી અનન્ત પ્રદેશો છે, માટે એ પાંચ દ્રવ્યો સપ્રદેશ છે. કાલ સમયરૂપ છે, અને તે સમયનો વિભાગ થઇ શકતો નથી માટે તે અપ્રદેશી છે. યદ્યપિ પુદ્દગલ–પરમાણુ અપ્રદેશી છે, તોપણ તેમાં બીજા પરમાણુ સાથે મળવાની યોગ્યતા હોવાથી તેને સપ્રદેશી દ્રવ્ય કહ્યું છે.

**એક.** છ દ્રવ્યમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ ત્રણ દ્રવ્યો એક છે, અને જીવ, પુદ્દગલ અને કાલ અનંત હોવાથી અનેક છે.

**ક્ષેત્ર.** ક્ષેત્ર એટલે આધાર, છ દ્રવ્યોમાં આકાશ બીજા સર્વ દ્રવ્યોનો આધાર હોવાથી ક્ષેત્ર છે, અને બાકીના પાંચ દ્રવ્યો ક્ષેત્રમાં રહેનારા હોવાથી ક્ષેત્રી છે.

---

દ્રવ્યમાંજ પરિણામ–રૂપાન્તર થાય છે, અને ધર્માસ્તિકાયાદિ દ્રવ્યમાં તેવો પરિણામ થતો નથી; તે માટે તે બે દ્રવ્યો પરિણામી છે, અને બાકીના ચાર દ્રવ્યો અપરિણામી છે.

ક્રિયા. છ દ્રવ્યમાં જીવ અને પુદ્ગલ ગત્યાદિ ક્રિયા-યુક્ત હોવાથી સક્રિય કહેવાય છે, અને બાકીના ચાર દ્રવ્યો અક્રિય–ક્રિયારહિત છે.

નિત્ય. સર્વદા એકરૂપે રહે તે નિત્ય. છ દ્રવ્યોમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાલ હંમેશાં એક રૂપે અવસ્થિત રહે છે, માટે નિત્ય છે, અને જીવ પુદ્ગલો રૂપાન્તર પામે છે માટે [1]અનિત્ય છે.

યદ્યપિ કાલ દ્રવ્ય વર્તનારૂપ હોવાથી અને વર્તના પંચાસ્તિકાયનો પર્યાય હોવાથી પ્રતિસમય બદલાય છે માટે કાલ દ્રવ્યને અનિત્ય કહેવું જોઇએ, તોપણ તે વર્તનારૂપ કાલ એકરૂપે અવસ્થિત હોવાથી નિત્ય કહેલ છે.

કારણ. જીવને [2]ગતિ, સ્થિતિ, અવકાશ, વર્તના તથા શરીર–વચન–મન અને શ્વાસોચ્છ્વાસાદિ કાર્યમાં ધર્મા-

---

૧ યદ્યપિ સર્વ પદાર્થો મૂળ દ્રવ્યની અપેક્ષાએ નિત્ય છે અને પર્યાયની અપેક્ષાએ અનિત્ય .છે, તેથી ધર્માસ્તિકાયાદિ દ્રવ્યો પણ પર્યાયની અપેક્ષાએ અનિત્ય, અને જીવ તથા પુદ્ગલો પણ દ્રવ્યની અપેક્ષાએ નિત્ય છે. અર્થાત્ સર્વ પદાર્થો નિત્યાનિત્ય છે. પરન્તુ અહીં વ્યવહારનયની દૃષ્ટિથી " જે હમેશાં એક રૂપે રહે તેને નિત્ય કહે છે," તેથી ચાર દ્રવ્યો નિત્ય છે, અને જીવ ને પુદ્ગલ એક રૂપે નહિ રહેતાં હોવાથી અનિત્ય છે,

યદ્યપિ મેર્વાદિ પૌદ્ગલિક પદાર્થો શાશ્વત–નિત્ય છે, પરન્તુ તેમાં અન્ય અન્ય પરમાણુઓના મળવા અને વિખરવાથી તે પણ એક રૂપે અવસ્થિત નથી, પરન્તુ તેનો આકાર સ્થાયી છે, માટે શાશ્વત હોવા છતાં અનિત્ય હોવામાં વિરોધ નથી.

૨ જીવની ગતિમાં ધર્માસ્તિકાય, સ્થિતિમાં અધર્માસ્તિકાય, અવકાશમાં આકાશાસ્તિકાય, વર્તનામાં ( પર્યાયના પરિવર્તનમાં ) કાલ;

સ્તિકાયાદિ દ્રવ્યો ઉપયોગી છે, માટે તે પાંચ દ્રવ્યો કારણ છે, અને જીવ અન્ય કોઇ દ્રવ્યને ઉપયોગી નહિ હોવાથી અકારણ છે. યદ્યપિ જીવ દ્રવ્ય બીજા જીવોને ઉપયોગી હોવાથી પરસ્પર કારણ છે, પરન્તુ અહિં અન્ય દ્રવ્યો પ્રતિ કારણની વિવક્ષા હોવાથી તે અકારણ છે.

**કર્તા.** ક્રિયાને સ્વતન્ત્રપણે કરે તે કર્તા, છ દ્રવ્યમાં સ્વતન્ત્ર ક્રિયા કરનાર જીવ છે માટે તે કર્તા છે અને બીજા પાંચ દ્રવ્યો સ્વતંત્ર ક્રિયા કરતા નહિ હોવાથી અકર્તા છે.

**સર્વગત.** લોકાલોકવ્યાપી તે સર્વગત. છ દ્રવ્યમાં આકાશ લોકાલોક વ્યાપી હોવાથી સર્વગત છે, બાકીના પાંચ દ્રવ્યો અસર્વગત છે. ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય લોકવ્યાપી છે. તથા જીવ (કેવલી સમુદ્‌ઘાતકાલે) લોક વ્યાપી છે. પુદ્‌ગલના એક પરમાણુથી માંડીને અનન્તપ્રદેશી સ્કન્ધ પર્યન્ત બધા આકાશના એક પ્રદેશથી આરંભીને સમગ્ર લોકવ્યાપી છે. તેમજ પંચાસ્તિકાયની વર્તનારૂપ કાલ લોકવ્યાપી છે.

**અપ્રવેશ.** પોતાનાં સ્વરૂપનો ત્યાગ ન કરવો તે અપ્રવેશ. છ દ્રવ્યો પરસ્પર સાથે રહેલા છે છતાં પોત પોતાના સ્વરૂપનો ત્યાગ કરતા નથી, કોઇ દ્રવ્ય અન્યરૂપે પરિણત થતું નથી, માટે છ દ્રવ્યો અપ્રવેશી છે.

## अजीवतत्त्व समाप्त.

---

શરીર, વચન, મન, શ્વાસોચ્છ્વાસાદિમાં તથા સુખ, દુઃખ, જીવિત અને મરણમાં પુદ્‌ગલો ઉપકારી છે.

"गति-स्थित्युपग्रहौ धर्माधर्मयोरुपकारः" (तत्त्वा० ५-१७.)

## पुण्यतत्त्व.

પુણ્યતત્ત્વના બેંતાલીશ ભેદો કહે છે—

सा-उच्चगोअ-मणुदुग-सुरदुग-पंचिंदिजाइ-पणदेहा ।
आइतितणूणुवंगा आइमसंघयण–संठाणा ॥१४॥
वण्णचउक्का-गुरुलहु-परघा-ऊसास-आयवु-ज्जोअं ।
सुभखगइ-निमिण-तसदस-सुरनरतिरिआउतित्थयरं

[सात-उच्चगोत्र-मनुष्यद्विक-सुरद्विक-पञ्चेन्द्रियजाति-पञ्चदेहानि ।
आदित्रितनूनामुपाङ्गानि आदिमसंहनन-संस्थाने ॥
वर्णचतुष्क-अगुरुलघु-पराघात-उच्छ्वास-आतपोद्योतम् ।
शुभखगति-निर्माण-त्रसदशक-सुर-नर-तिर्यगायुः तीर्थकरम् ॥ ]

અર્થ—[सात-] સાતાવેદનીય, [-उच्चगोत्र-] ઉચ્ચગોત્ર. [-मनुष्यद्विक-] મનુષ્યગતિ અને મનુષ્યાનુપૂર્વી, [-सुरद्विक] દેવગતિ અને દેવાનુપૂર્વી, [-पञ्चेन्द्रियजाति-] પંચેન્દ્રિય જાતિ, [-पञ्चदेहानि-] ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ એ પાંચ શરીર, [आदित्रितनूनामुपाङ्गानि] આદિના ત્રણ શરીરના ઉપાંગો, [आदिमसंहनन-संस्थाने] પ્રથમ (વજ્રઋષભ-નારાચ) સંહનન અને પ્રથમ (સમચતુરસ્ર) સંસ્થાન.

[वर्णचतुष्क-] વર્ણ, ગન્ધ, રસ અને સ્પર્શ, [-अगुरुलघु-] અગુરુલઘુનામ, [ -पराघात- ] પરાઘાતનામ, [-उच्छ्वास-]

શ્વાસોચ્છ્વાસનામ, [-आतप-] આતપનામ, [-उद्योतं] ઉદ્યોતનામ, [शुभखगति-] શુભવિહાયોગતિનામ, [-निर्माण-] નિર્માણનામ [-त्रसदशक-] ત્રસાદિ દશ પ્રકૃતિઓ, [-सुर-नर-तिर्यगायुः] દેવાયુષ, મનુષ્યાયુષ અને તિર્યંચાયુષ, તથા [तीर्थंकरं] તીર્થંકરનામ (એ બેંતાલીશ પુણ્ય તત્ત્વના ભેદો છે.)

વિવેચન—જેથી સુખનો અનુભવ થાય એવા શુભ કર્મને પુણ્યતત્ત્વ કહે છે. મન, વચન અને કાયાની શુભ પ્રવૃત્તિથી પુણ્યબન્ધ થાય છે. સાધુપ્રમુખને અન્નાદિ આપવું વગેરે પુણ્યબન્ધના [1]નવ પ્રકાર કહ્યા છે, પરન્તુ તે સર્વનો શુભ મન, વચન અને કાયની પ્રવૃત્તિમાં સમાવેશ થાય છે, પુણ્યનો ઉદય બેંતાલીશ પ્રકારે થાય છે.

યદ્યપિ શુભ કર્મના પુદ્ગલોને પુણ્યતત્ત્વ કહે છે. તોપણ તેના કારણભૂત મન, વચન, કાયાના શુભ યોગને અને તેના ફલરૂપ સુખના અનુભવને પણ પુણ્ય કહેવાય છે.

સાતાવેદનીય. જે કર્મના [2]ઉદયથી શારીરિક સુખનો અનુભવ થાય તે સાતાવેદનીય.

ઉચ્ચગોત્ર. જે કર્મના ઉદયથી ઉચ્ચ કુલમાં જન્મ ધારણ કરે તે ઉચ્ચગોત્ર કર્મ.

---

૧. સાધુ પ્રમુખ સત્પાત્રને અન્ન આપવું, ૨ પાણી આપવું, ૩ વસતિ (સ્થાન) આપવી, ૪ શય્યા આપવી, ૫ વસ્ત્ર આપવાં, ૬ આસન પ્રમુખ આપવું, ૭ મનની શુભ પ્રવૃત્તિ, ૮ વચનની શુભ પ્રવૃત્તિ અને ૯ કાયની શુભ પ્રવૃત્તિ એ નવ પ્રકારે પુણ્ય બંધાય છે.

૨ કર્મની ફલ આપવાની અવસ્થાને ઉદય કહે છે.

**મનુષ્યગતિ.** જે કર્મના ઉદયથી મનુષ્યગતિ–મનુષ્યપણું પ્રાપ્ત થાય તે મનુષ્યગતિનામ.

**મનુષ્યાનુપૂર્વીનામ.** આનુપૂર્વી એટલે ૩આકાશપ્રદેશની શ્રેણીને અનુસારે ગમન કરવું જે કર્મના ઉદયથી વક્રગતિદ્વારા મનુષ્ય ભવમાં જતાં આકાશપ્રદેશની શ્રેણીને અનુસારે ગતિ થાય તે મનુષ્યાનુપૂર્વી નામ.

**દેવગતિનામ.** જે કર્મના ઉદયથી દેવગતિ–દેવપણું પ્રાપ્ત થાય તે દેવગતિનામ.

**દેવાનુપૂર્વીનામ.** વક્રગતિવડે દેવગતિમાં જતાં જીવની આકાશપ્રદેશની શ્રેણીને અનુસારે ગતિ થાય તે દેવાનુપૂર્વીનામ.

**પંચેન્દ્રિયજાતિ.** જે કર્મના ઉદયથી પંચેન્દ્રિયપણું પ્રાપ્ત થાય તે પંચેન્દ્રિયજાતિનામ. જાતિ એટલે સાદૃશ્ય અથવા સમાનતા. પંચેન્દ્રિય જીવોમાં અમુક પ્રકારની બાહ્ય

---

૨ તે તે પ્રકારના કર્મને ભોગવવા યોગ્ય અવસ્થાને ગતિ કહે છે. તે અવસ્થાની પ્રાપ્તિ ગતિનામના ઉદયથી થાય છે.

૩ લોકમા આકાશપ્રદેશની શ્રેણી ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ, તથા ઊર્ધ્વ–ઉંચે અને અધો–નીચે એમ પ્રવૃત્ત થયેલી હોય છે, એ શ્રેણીને અનુસારે ગમન કરવુ તે આનુપૂર્વી. તેમા જ્યારે જીવ જે સ્થાને મરણ પામે ત્યાંથી ઉત્પત્તિ સ્થાન સમશ્રેણીમા ન હોય ત્યારે તેને આ ✓ પ્રમાણે વક્ર ગતિ કરવી પડે છે, તે પણ શ્રેણીને અનુસારે કરે છે પણ શ્રેણીને ભેદીને કરતો નથી. જેમ બળદ સિધો ગમન કરે માટે તેને નાથની જરૂર છે તેમ જીવ શ્રેણીને અનુસારે ગતિ કરે તે માટે આનુપૂર્વીનામકર્મની આવશ્યક્તા છે.

-સમાનતા, તથા ઇન્દ્રિયાવરણ કર્મના ક્ષયોપશમની અમુક સમાનતા છે તે પંચેન્દ્રિયજાતિ અથવા પંચેન્દ્રિયપણું કહેવાય છે.

ઔદારિકશરીરનામ. ઉદાર એટલે સ્થૂલ, [1]સ્થૂલ આદારિકવર્ગણાથી બનેલું, અથવા મોક્ષપ્રાપ્તિમાં સાધન હોવાથી ઉદાર–પ્રધાન શરીર તે ઔદારિકશરીર. તે મનુષ્ય અને તિર્યંચોને હોય છે. જે કર્મના ઉદયથી ઔદારિક-શરીરની પ્રાપ્તિ થાય તે ઔદારિકશરીરનામ.

વૈક્રિયશરીરનામ. વિક્રિયા–વિવિધ પ્રકારની ક્રિયા કરવાને સમર્થ તે વૈક્રિય શરીર કહેવાય છે. તે શરીર ઔદારિકશરીરથી અધિક પરમાણુઓ વડે બનેલી વર્ગણાઓથી બનેલું અને સૂક્ષ્મ છે. તે દેવો અને નારકોને હોય છે. જે કર્મથી વૈક્રિય શરીર પ્રાપ્ત થાય તે વૈક્રિય-શરીરનામ.

આહારક શરીરનામ. વૈક્રિય વર્ગણાથી સૂક્ષ્મ, અધિક પરમાણુ નિષ્પન્ન આહારક વર્ગણાથી બનેલું, વિશુદ્ધ અને વ્યાઘાત રહિત આહારક શરીર હોય છે. તે માત્ર ચઉદ-પૂર્વધર આહારક લબ્ધિવાળા મુનિને હોય છે. જ્યારે તે મુનિને કોઇ પણ પ્રકારનો સંશય ઉત્પન્ન થાય ત્યારે તેને દૂર કરવા અન્ય ક્ષેત્રમાં રહેલા તીર્થંકર કે કેવલજ્ઞાનીની પાસે જવા માટે આહારકલબ્ધિવડે હસ્ત પ્રમાણ તેજસ્વી આહારકશરીર ધારણ કરે છે, અને તે દ્વારા તીર્થંકરની પાસે જઇને સંશય દૂર કરે છે. આ શરીર માત્ર અન્તર્મુહૂર્ત

રહે છે. જે કર્મના ઉદયથી આહારક શરીર પ્રાપ્ત થાય તે આહારકશરીરનામ.

**તૈજસશરીરનામ.** ખાધેલા ખોરાકને પાચન થવાનું તેમજ [1]તેજોલેશ્યા અને શીતલેશ્યાનું કારણ તૈજસશરીર કહેવાય છે. તે આહારકવર્ગણાથી પણ સૂક્ષ્મ, અધિક પરમાણુવાળી તૈજસવર્ગણાઓથી બનેલું હોય છે. જે કર્મના ઉદયથી તૈજસશરીર પ્રાપ્ત થાય તે તૈજસશરીરનામ.

**કાર્મણશરીરનામ.** કર્મનો વિકાર–પરિણામ તે કાર્મણ શરીર. તે આઠ પ્રકારના વિચિત્ર કર્મથી બનેલું છે. તેનું કારણ તૈજસવર્ગણાથી પણ સૂક્ષ્મ અને અધિક પરમાણુવાળી કાર્મણવર્ગણા છે. કાર્મણવર્ગણા જ્યારે કર્મ રૂપે પરિણત થાય છે ત્યારે તેને કાર્મણશરીર કહે છે, અર્થાત્ કર્મનો સમૂહ એજ કાર્મણશરીર છે. પાંચ શરીરમાં તૈજસ અને કાર્મણ એ બન્ને સૂક્ષ્મ શરીરો છે. અને આત્માની સાથે તેનો અનાદિ સંબન્ધ છે. જે કર્મના ઉદયથી કર્મનો કાર્મણશરીરરૂપે પરિણામ થાય તે કાર્મણશરીરનામ.

**ઔદારિકઅંગોપાંગનામ.** જે કર્મના ઉદયથી ઔદારિકશરીરના હસ્ત–પાદાદિ અંગરૂપે તથા આંગળી પ્રમુખ ઉપાંગરૂપે પરિણામ થાય તે ઔદારિકઅંગોપાંગનામ.

**વૈક્રિયઅંગોપાંગનામ.** જે કર્મના ઉદયથી વૈક્રિય-

---

૧ તેજોલેશ્યા અને શીતલેશ્યા તૈજસલબ્ધિવાળા મુનિઓને હોય છે અને તેઓ તેનો ઉપયોગ કોઈનો અપકાર કે ઉપકાર કરવા નિમિત્તે કરે છે. તેજોલેશ્યા અપકાર કરવા માટે અને શીતલેશ્યા ઉપકાર કરવા માટે ઉપયોગમાં આવે છે.

શરીરના હસ્ત-પાદાદિ અંગોપાંગરૂપે પરિણામ થાય તે વૈક્રિયશરીરઅંગોપાંગનામ.

આહારકઅંગોપાંગનામ. જે કર્મના ઉદયથી આહારકશરીરના હસ્ત-પાદાદિ અંગોપાંગરૂપે પરિણામ થાય તે આહારકઅંગોપાંગનામ.

પાંચ શરીરમાં આ પ્રથમના ત્રણ શરીરનેજ અંગોપાંગ હોય છે, માટે તેના હેતુભૂત અંગોપાંગનામકર્મ પણ ત્રણ પ્રકારે છે. તૈજસ અને કાર્મણ શરીરને હસ્ત-પાદાદિ આકાર-અવયવો નથી, પણ બીજા શરીરના અવયવોને-આકારને અનુસરે છે. જેમ પાણીનો ખાસ આકાર કહી શકાતો નથી, પણ જેવા આકારવાળા વાસણમાં ભરીએ તેવો તેનો આકાર હોય છે, તેમ તૈજસ અને કાર્મણશરીરનો ખાસ આકાર નથી, પણ જેવો ઔદારિકાદિ બીજા શરીરોનો આકાર હોય છે તેવો તેનો આકાર થાય છે. માટે તેને અંગોપાંગ નથી તેથી તેના હેતુભૂત અંગોપાંગનામકર્મ પણ નથી.

વજ્રઋષભનારાચસંઘયણનામ. સંઘયણ એટલે અસ્થિનો પરસ્પર સંબન્ધ, તે સંબન્ધ મજબૂત અથવા શિથિલ હોય છે, તેથી તેના છ પ્રકાર છે, તેમાં વજ્રઋષભનારાચસંઘયણ અત્યંત મજબૂત છે, વજ્ર-ખીલો, ઋષભ-પાટો, નારાચ-મર્કટબન્ધ, એટલે જ્યાં બે અસ્થિ પરસ્પર મર્કટબંધથી બંધાયેલાં હોય, અને તેના ઉપર અસ્થિનો પાટો વીંટી વચ્ચે અસ્થિની ખીલી હોય તેવો મજબૂત અસ્થિઓનો પરસ્પર સંબન્ધ તે વજ્રઋષભનારાચસંઘયણ, મોક્ષ તે સંઘયણ વડે મેળવી શકાય છે. જે કર્મના ઉદયથી વજ્ર-

ઋષભનારાચસંઘયણ પ્રાપ્ત થાય તે વજ્રઋષભનારાચસંઘયણનામ, તે શિવાય બાકીના પાંચ સંઘયણનું વર્ણન પાપતત્ત્વમાં આવશે.

**સમચતુરસ્રસંસ્થાનનામ.** સમ–સરખી, ચતુર્-ચાર, અસ્રિ–બાજુઓ, એટલે પર્યંકાસને રહેલા પુરુષના ડાબા ખભા અને જમણા ઢીંચણનું અન્તર, જમણા ખભા અને ડાબા ઢીંચણનું અન્તર, બે ઢીંચણનું પરસ્પર અન્તર, તથા લલાટ અને નીચેના પલાંઠીનાં ભાગનું અન્તર–એ ચાર બાજુઓનું અન્તર સમાન હોય તે [1]સમચતુરસ્રસંસ્થાન કહેવાય છે. અથવા તો [2]સામુદ્રિક શાસ્ત્રાનુસારે શરીરના સર્વ અવયવો સપ્રમાણ અને લક્ષણયુક્ત હોય તે સમચતુરસ્રસંસ્થાન કહેવાય છે. તેનું કારણ જે નામકર્મ તે સમચતુરસ્રસંસ્થાનનામ.

**વર્ણચતુષ્કનામ.** શુભ વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ એ ચાર વર્ણચતુષ્ક કહેવાય છે. જે કર્મના ઉદયથી જીવનું શરીર શુભવર્ણ યુક્ત હોય તે શુભવર્ણનામ, એ પ્રમાણે શુભગન્ધનામ, શુભરસનામ અને શુભસ્પર્શનામ જાણવા.

**અગુરુલઘુનામ.** જે કર્મના ઉદયથી અત્યન્ત ભારે નહિ તેમ અત્યન્ત હલકું નહિ એવા મધ્યમ વજનવાળા

---

૧ જિનપ્રતિમાઓને સમચતુરસ્રસંસ્થાન હોય છે.

૨ જેમાં શરીરના અવયવોનું પ્રમાણ અને તેના લક્ષણોનું વર્ણન હોય તે સામુદ્રિક શાસ્ત્ર કહેવાય છે. અંગવિજ્જાપયન્નામાં શરીરના લક્ષણ, પ્રમાણ વગેરેનું વર્ણન છે.

શરીરની પ્રાપ્તિ થાય તે [1]અગુરુલઘુનામ કહેવાય છે.

**પરાઘાતનામ.** જે કર્મના ઉદયથી પ્રાણી પોતાના ઓજસ્વીપણાથી અત્યન્ત બલવાનનો પણ પરાભવ કરે તે પરાઘાતનામ.

**શ્વાસોચ્છ્વાસનામ.** જે કર્મના ઉદયથી શ્વાસોચ્છ્વાસ લેવા મૂકવાની શક્તિ પ્રાપ્ત થાય તે શ્વાસોચ્છ્વાસનામ.

**આતપનામ.** જે કર્મના ઉદયથી સૂર્યના બિંબમાં એકેન્દ્રિય જીવોનું શરીર તાપયુક્ત હોય તે [2]આતપનામ.

**ઉદ્યોતનામ.** જે કર્મના ઉદયથી જીવનું શરીર શીત-પ્રકાશયુક્ત હોય તે [3]ઉદ્યોતનામ.

**શુભવિહાયોગતિનામ.** જે કર્મના ઉદયથી વૃષભ અને હસ્ત્યાદિની પેઠે સુન્દર ગતિ પ્રાપ્ત થાય છે તે શુભ-વિહાયોગતિનામ.

---

૧ યદ્યપિ અગુરુલઘુનામકર્મ ધ્રુવોદયિની પ્રકૃતિ હોવાથી તેનો ઉદય સર્વ જીવોને અવશ્ય હોય છે, તેથી અત્યન્ત હલકા શરીરવાળાને તથા અતિ ભારે શરીરવાળાને પણ તેનો ઉદય હોય છે. પરન્તુ તેનો તીવ્રતમ હોય તો તેનો વિપાક ઉપર કહ્યા પ્રમાણે સંભવે છે, અને તેનો મન્દતમ હોય તો અત્યન્ત ભારે કે અત્યન્ત હલકું શરીર પ્રાપ્ત થાય એમ સંભવે છે.

૨ આતપનામનો ઉદય માત્ર સૂર્યના બિંબને વિષે રહેલા પૃથિવીકાયના જીવોનેજ હોય છે. તેથી તેનુ શરીર દૂર રહેલી વસ્તુને તપાવે છે. અગ્નિને આતપનામનો ઉદય નથી, માત્ર તેને ઉષ્ણસ્પર્શનામનો ઉદય છે.

૩ ઉદ્યોતનામ કર્મનો ઉદય રત્નપ્રમુખ પૃથિવીકાયિક જીવને તથા આગીયા વગેરે જીવોને હોય છે.

**નિર્માણનામ.** જે કર્મના ઉદયથી અંગ અને ઉપાંગની યોગ્ય સ્થળે ગોઠવણુ થાય તે નિર્માણનામ.

**ત્રસદશક.** ત્રસાદિ દશ પ્રકૃતિઓ, તેનું વર્ણન આગળની ગાથાના વિવેચનમાં આવશે.

ત્રસાદિ દશ પ્રકૃતિઓ કહે છે—

**तस-बायर-पज्जत्तं पत्तेयं थिरं सुभं च सुभगं च ।**
**सुस्सर-आइज्ज-जसं तसाइदसगं इमं होइ ॥२३॥**

[ त्रस-बादर-पर्याप्तं प्रत्येकं स्थिरं शुभं च सुभगं च ।
सुस्वरा-देय-यशः त्रसादिदशकमिदं भवति ॥ ]

અર્થ—[ त्रस-बादर-पर्याप्तं] ત્રસનામ, બાદરનામ, પર્યાપ્તનામ, [ प्रत्येक ] પ્રત્યેકનામ, [ स्थिर ] સ્થિરનામ [ शुभ ] શુભનામ, [ सुभग च ] સૌભાગ્યનામ, [ सुस्वरा-देय-यशः ] સુસ્વરનામ, આદેયનામ અને યશઃકીર્તિનામ– [ इदं ] આ [ त्रसादिदशकं ] ત્રસાદિ દશ પ્રકૃતિઓ [ भवति ] છે.

**ત્રસનામ.** જે કર્મના ઉદયથી સ્વતંત્રપણે ગમન કરવાની શક્તિ પ્રાપ્ત થાય તે ત્રસનામ. તેનો ઉદય બેઇન્દ્રિયાદિક જીવોને હોય છે. યદ્યપિ અગ્નિ અને વાયુ સ્વત. ગમન કરવાની શક્તિવાળા છે અને તેથી તે [1]ગતિત્રસ કહેવાય

---

[1] तेजो-वायू द्वीन्द्रियादयश्च त्रसाः. (तत्त्वा० २.२४.) તેજઃકાય, વાયુકાય તથા બેઇન્દ્રિયાદિક ત્રસ જીવો છે. ત્રસપણુ લબ્ધિથી અને ક્રિયાથી એમ બે પ્રકારે છે. ક્રિયા એટલે ગમન, તેથી તેજઃકાય અને વાયુકાય ત્રસ કહેવાય છે. અને લબ્ધિ–શક્તિ, ત્રસનામ કર્મનો ઉદય; તેથી બેઇન્દ્રિયાદિ ત્રસ કહેવાય છે. કેમકે તેને ત્રસનામનો ઉદય છે. પૃથિવી,અપ, તેજ,વાયુ અને વનસ્પતિ પાંચે લબ્ધિથી સ્થાવર છે, કેમકે તેને સ્થાવરનામકર્મનો ઉદય છે.

છે, તોપણ તેનામાં પોતાને ઇષ્ટ સ્થાને જવાની સ્વતંત્ર ગમન શક્તિ નહિ હોવાથી ખરી રીતે તે સ્થાવરજ છે. અને બેઇન્દ્રિયાદિ જીવો પોતાના ઇષ્ટ સ્થાને ગંમન કરી શકે છે, માટે તેઓ ત્રસ છે.

બાદરનામ. જે કર્મના ઉદયથી જીવોને બાદર–ચર્મ-ચક્ષુને ગોચર–એવા શરીરની પ્રાપ્તિ થાય તે બાદરનામ. જો કે બાદર પૃથિવીકાયાદિક જીવનું એક એક શરીર એટલું સૂક્ષ્મ છે કે તે કોઇપણ રીતે દૃષ્ટિગોચર થઇ શકતું નથી, તોપણ તેના ઘણા શરીરો મળવાથી પણ તેઓ દેખી શકાય છે, અને સૂક્ષ્મ પૃથિવીકાયાદિકના ગમે તેટલાં શરીરો મળે તોપણ તેઓ દેખી શકાતા નથી એટલો વિશેષ છે.

પર્યાપ્તનામ. જે કર્મના ઉદયથી જીવો સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂરી કરી શકે તે પર્યાપ્તનામ.

પ્રત્યેકનામ. જે કર્મના ઉદયથી જીવને પ્રત્યેક–પૃથક્ પૃથક્ શરીર પ્રાપ્ત થાય તે પ્રત્યેકનામ.

સ્થિરનામ. જે કર્મના ઉદયથી જીવના દાંત–અસ્થિ ઇત્યાદિ અવયવો સ્થિર–કઠણ હોય તે સ્થિરનામ. સ્થિરનામ કર્મના ઉદયથી દાંત અસ્થિ વગેરે કઠણ અવયવો થાય છે, અને એથી વિરુદ્ધ અસ્થિરનામ કર્મના ઉદયથી શરીરના કૂર્ચા, સ્નાયુ ઇત્યાદિ નરમ અવયવો અથવા લોહી વગેરે અવાહી ભાગો થાય છે.

શુભનામ. જે કર્મના ઉદયથી શરીરનાં નાભિ ઉપરના અંગો શુભ-સારાં ગણાય તે શુભનામ. અને તેથીજ શરીરના મસ્તકાદિ અવયવોવડે સ્પર્શ કરતાં સામા મનુષ્યને પ્રેમ ઉત્પન્ન થાય છે.

**સૌભાગ્યનામ.** જે કર્મના ઉદયથી ઉપકાર નહિ કરવા છતાં પણ અન્ય મનુષ્યોને પ્રિય લાગે તે સૌભાગ્યનામ.

**સુસ્વરનામ.** જે કર્મના ઉદયથી મધુર સ્વરની પ્રાપ્તિ થાય તે સુસ્વરનામ.

**આદેયનામ.** જે કર્મના ઉદયથી લોકમાન્ય વચન થાય અને આદર–સત્કાર પામે તે આદેયનામ.

**યશનામ.** જે કર્મના ઉદયથી યશ અને કીર્તિ પ્રાપ્ત થાય તે યશનામ. યશ અને કીર્તિમાં એટલો વિશેષ છે કે "દાન અને પુણ્યથી જે ખ્યાતિ થાય તે કીર્તિ, અને પરાક્રમથી જે ખ્યાતિ થાય તે યશ." એ રીતે ત્રસાદિ દશ પ્રકૃતિઓનું વર્ણન કર્યું.

એ પ્રમાણે [1]પુણ્યતત્ત્વના [2]બેંતાલીશ ભેદો કહ્યા,

---

૧ પુણ્યના બે પ્રકાર છે–પુણ્યાનુબંધી પુણ્ય અને પાપાનુબન્ધિ પુણ્ય. જે પુણ્યનો અનુભવ કરતાં મન, વચન અને કાયના શુભ વ્યાપારવડે પુણ્યનોજ બન્ધ થાય તે પુણ્યાનુબન્ધી પુણ્ય કહેવાય છે. અને જે પુણ્યનો અનુભવ કરતાં મન, વચન અને કાયના અશુભ વ્યાપારવડે પાપનો બન્ધ થાય તે પાપાનુબન્ધિ પુણ્ય.

૨. તત્ત્વાર્થકારે હાસ્ય, રતિ, પુરૂષવેદ અને સમ્યક્ત્વમોહનીય એ ચાર પ્રકૃતિઓનો પ્રશસ્ત વિપાક હોવાથી તેની પુણ્યપ્રકૃતિઓમાં ગણતરી કરી છે. "सद्वेद्य–सम्यक्त्व–हास्य–रति–पुरुषवेद–शुभायुर्नाम–गोत्राणि पुण्यम् ।" (तत्त्वा० ૮–૨૬.) સાતવેદનીય, સમ્યક્ત્વ–મોહનીય, હાસ્ય, રતિ, પુરુષવેદ, શુભાયુષ (દેવાયુષ અને મનુષ્યાયુષ) અને શુભ નામકર્મની પ્રકૃતિઓ તથા શુભગોત્ર કર્મ–એ સર્વ પુણ્ય પ્રકૃતિઓ છે. અને એ શિવાય બાકીની પાપ પ્રકૃતિઓ છે. પરન્તુ

અને તે ચારે ગતિમાં રહેલા સંસારી જીવોને થોડે ઘણે ભાગે હોય છે. પુણ્ય એ શુભકર્મની પ્રકૃતિ છે અને તેના ઉદયથી બાહ્ય સુખ કે અનુકૂલતા પ્રાપ્ત થાય છે.

पुण्यतत्त्व समास.

## पापतत्त्व.

હવે પાપતત્ત્વના બ્યાસી ભેદો કહે છે—

**नाणं-तरायदसगं नव वीए नी-असाय-मिच्छत्तं।**
**थावरदस निरयतिगं कसायपणवीस तिरियदुगं॥१४॥**
**इग-बि-ति-चउजाईओ कुखगई उवघाय हुंति पावस्स।**
**अपसत्थं वण्णचउ अपढमसंघयण-संठाणा॥१५॥**

[ ज्ञाना-न्तरायदशकं नव द्वितीये नीचा-सात-मिथ्यात्वम्।
स्थावरदशकं-निरयत्रिकं कषायपंचविंशतिः तिर्यग्द्विकम्॥]
एक-द्वि-त्रि-चतुर्जातयः कुखगतिरुपघातो भवन्ति पापस्य।
अप्रशस्तं वर्णचतुष्कं अप्रथमसंहनन-संस्थानानि॥]

અર્થ—[ ज्ञानान्तरायदशक ] જ્ઞાનાવરણ અને અન્તરાય કર્મની દશ પ્રકૃતિઓ, [ द्वितीये ] બીજા (દર્શનાવરણ) કર્મની [ नव ] નવ પ્રકૃતિઓ, [ नीचा-सात-मिथ्यात्वम ] નીચગોત્ર, અશાતાવેદનીય, મિથ્યાત્વ મોહનીય, [ स्थावरदशक ] સ્થાવરાદિ દશ પ્રકૃતિઓ, [ निरयत्रिक ] નરકગતિ, નરકાનુપૂર્વી,

કર્મપ્રકૃતિકારને મતે સમ્યક્ત્વમોહનીય, હાસ્ય, રતિ અને પુરુષવેદ એ ચાર પ્રકૃતિ મોહનીયરૂપ હોવાથી તેને પાપપ્રકૃતિમાં ગણી છે.

નરકાયુષ. [कषायपंचाविंशतिः] પચીશ કષાયો, [तिर्यग्द्विकं] તિર્યંચ ગતિ અને તિર્યંચાનુપૂર્વી.

અર્થ—[एक-द्वि-त्रि-चतुर्जातयः] એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય જાતિ, [कुखगतिः] અશુભવિહાયોગતિ, [उपघातः] ઉપઘાતનામ, [अप्रशस्तं वर्णचतुष्कं] અશુભ વર્ણાદિ ચાર પ્રકૃતિઓ, [अप्रथमसंहनन-संस्थानानि] પ્રથમ સંહનન શિવાયના પાંચ સંહનનો અને પ્રથમ સંસ્થાન શિવાયના પાંચ સંસ્થાનો.

**વિવેચન**—પાપતત્ત્વ સામાન્ય રીતે અશુભ મન, વચન અને કાયની પ્રવૃત્તિથી બંધાય છે, અને વિશેષ રીતે [1]અઢાર પ્રકારે બંધાય છે, તથા બ્યાસી પ્રકારે ભોગવાય છે—

જ્ઞાનાવરણકર્મના પાંચ પ્રકાર અને અંતરાય કર્મના પાંચ પ્રકાર મળીને દશ પ્રકૃતિઓ થાય છે.

**૧. મતિજ્ઞાનાવરણ.** પાંચ ઇન્દ્રિયો અને મનવડે જે

૧ પ્રાણાતિપાત–જીવહિંસા, ૨ અસત્ય, ૩ ચોરી, ૪ અબ્રહ્મચર્ય, ૫ પરિગ્રહ–બાહ્ય વસ્તુમાં મમત્વ, ૬ ક્રોધ, ૭ માન, ૮ માયા, ૯ લોભ, ૧૦ રાગ, ૧૧ દ્વેષ, ૧૨ કલહ, ૧૩ અભ્યાખ્યાન–આળ દેવું, ૧૪ પૈશુન્ય–ચાડી, ૧૫ રતિ–અરતિ, ૧૬ નિંદા. ૧૭ માયામૃષાવાદ–કપટથી જૂઠું બોલવું અને ૧૮ મિથ્યાત્વ–એ અઢાર પ્રકારે પાપ બંધાય છે. તેમાં એટલો વિશેષ છે કે અઢાર પાપ સ્થાનકમાં રાગ પ્રશસ્ત અને અપ્રશસ્ત એ બે પ્રકારનો છે. દેવ, ગુરૂ, ધર્મ ઇત્યાદિનો રાગ તે પ્રશસ્ત કહેવાય છે, અને તે શિવાય બાહ્ય વસ્તુઓ ઉપરનો રાગ તે અપ્રશસ્ત રાગ કહેવાય છે, બાકીના દ્વેષાદિ પાપ સ્થાનકો તો અપ્રશસ્તજ છે. તેમાં પ્રશસ્ત રાગથી પુણ્યનો બંધ થાય છે. અને અપ્રશસ્ત રાગથી પાપનો બન્ધ થાય છે.

જ્ઞાન થાય તે મતિજ્ઞાન; તેને જે આચ્છાદન કરે તે મતિજ્ઞાનાવરણ.

૨. શ્રુતજ્ઞાનાવરણ. શબ્દથી અથવા શાસ્ત્રદ્વારા જે બોધ થાય તે શ્રુતજ્ઞાન; તેને જે આચ્છાદન કરે તે શ્રુતજ્ઞાનાવરણ.

૩. અવધિજ્ઞાનાવરણ. મન અને ઇન્દ્રિયોની અપેક્ષા વિના આત્માને રૂપી પદાર્થોનું જે મર્યાદિત જ્ઞાન થાય તે અવધિજ્ઞાન, તેને જે આચ્છાદન કરે તે અવધિજ્ઞાનાવરણ.

૪. મનઃપર્યવજ્ઞાનાવરણ. માત્ર મનના પર્યાયને પ્રત્યક્ષ જાણે, અને તેદ્વારા મનોગત ભાવનું જે જ્ઞાન તે મનઃપર્યવજ્ઞાન. અર્થાત્ મનઃપર્યવજ્ઞાની અઢીદ્વીપમાં રહેલા સંજ્ઞી પંચેન્દ્રિયના મનના પર્યાયને પ્રત્યક્ષ જાણે છે અને મનોગત ભાવને અનુમાનથી જાણે છે; તે મનઃપર્યવજ્ઞાનનું આચ્છાદન કરે તે મનઃપર્યવજ્ઞાનાવરણ.

૫. કેવલજ્ઞાનાવરણ. સર્વ દ્રવ્ય અને પર્યાયોનું જે જ્ઞાન તે કેવલજ્ઞાન; તેનું જે આચ્છાદન કરે તે કેવલજ્ઞાનાવરણ.

અંતરાય કર્મની પાંચ પ્રકૃતિઓ—

૬. દાનાન્તરાય. જે કર્મના ઉદયથી આપવા યોગ્ય વસ્તુ છતાં, ગુણવાન પાત્રનો યોગ છતાં, દાનના ફલને જાણવા છતાં આપી ન શકાય તે દાનાન્તરાય.

૭. લાભાન્તરાય. જે કર્મના ઉદયથી વસ્તુ વિદ્યમાન છતાં આપનાર ઉદાર છતાં માગનાર પાત્ર છતાં તેને પ્રાપ્ત ન થાય તે લાભાન્તરાય.

૮. ભોગાન્તરાય. જે કર્મના ઉદયથી ભોગવવા યોગ્ય

વસ્તુ છતાં, ભોગવવાની ઈચ્છા છતાં તેને ભોગવી ન શકાય તે ભોગાન્તરાય.

૯. ઉપભોગાન્તરાય. જે કર્મના ઉદયથી ઉપભોગ્ય વસ્તુ છતાં, ઉપભોગ કરવાની ઈચ્છા છતાં તેનો ઉપભોગ ન કરી શકાય તે ઉપભોગાન્તરાય. એકવાર ભોગવવા યોગ્ય પુષ્પ, આહારાદિ વસ્તુઓ ભોગ કહેવાય છે. અને વારંવાર ભોગવવા યોગ્ય વસ્ત્રાદિ વસ્તુઓ ઉપભોગ કહેવાય છે. તેથી ભોગાન્તરાય અને ઉપભોગાન્તરાય કર્મ જૂદાં કહ્યાં છે.

૧૦. વીર્યાન્તરાય. જે કર્મના ઉદયથી શક્તિમાન્ છતાં પણ પોતાની શક્તિનો ઉપયોગ ન કરી શકે તે વીર્યાન્તરાય.

સામાન્ય અવબોધ તે દર્શન, તેને ઢાંકે તે દર્શનાવરણ. તેની નવ પ્રકૃતિઓ છે, તેમાં પ્રથમના ચક્ષુર્દર્શનાવરણાદિ ચાર ભેદ મૂળથી દર્શનલબ્ધિનું આચ્છાદાન કરે છે, માટે તેની સાથે 'આવરણ' શબ્દ જોડવામાં આવ્યો છે, અને નિદ્રાદિક પાંચ પ્રકૃતિઓ દર્શનાવરણ કર્મના [1]ક્ષયોપશમથી પ્રાપ્ત થએલ દર્શન લબ્ધિનું આચ્છાદન કરે

---

૧ ક્ષયોપશમ–ઉદયમાં આવેલાં કર્મનો ક્ષય અને ઉદયમાં નહિ આવેલા કર્મનો ઉપશમ–રસોદયનો અભાવ, અથવા રસને ઘટાડી કર્મને હીનશક્તિવાળાં કરવાં તે ક્ષયોપશમ. અર્થાત્ મોહનીય કર્મના ક્ષયોપશમમાં રસોદય હોતો નથી, માત્ર પ્રદેશોદય હોય છે. જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અન્તરાય કર્મનો ક્ષયોપશમ રસોદય સહિત હોય છે.તેનો માત્ર બન્ધમાં સર્વઘાતી રસ હોય છે,અને ઘટીને દેશઘાતીરૂપે ઉદયમાં આવે છે. જો સર્વઘાતીરૂપે ઉદયમાં આવે તો તેનો ક્ષયોપશમ

છે,' એટલી વિશેષતા બતાવવા માટે નિદ્રાદિક પાંચ પ્રકૃતિઓ સાથે 'આવરણ' શબ્દ જોડ્યો નથી.

૧૧. ચક્ષુદર્શન. ચક્ષુવડે જે સામાન્ય બોધ થાય તે ચક્ષુદર્શન. તેનું આચ્છાદન કરે તે ચક્ષુદર્શનાવરણ. તેના ઉદયથી મૂળથી ચક્ષુ ન હોય, અથવા તિમિરાદિ વડે અસ્પષ્ટ હોય કે તેનો નાશ થાય.

૧૨. અચક્ષુદર્શન. ચક્ષુ શિવાય બાકીની ચાર ઇન્દ્રિય અને મનવડે જે સામાન્ય બોધ થાય તે અચક્ષુદર્શન, તેનું આચ્છાદન કરે તે અચક્ષુદર્શનાવરણ. યદ્યપિ ભવાન્તર જતા જીવને ઇન્દ્રિયો અને મન નથી તોપણ તેને ઓઘજ્ઞાન (સામાન્ય જ્ઞાન) હોવાથી અચક્ષુદર્શન માનેલું છે.

૧૩. અવધિદર્શનાવરણ. મન અને ઇન્દ્રિય શિવાય માત્ર રૂપી દ્રવ્યોનો સામાન્ય બોધ તે અવધિદર્શન; તેને જે આચ્છાદન કરે તે અવધિદર્શનાવરણ.

૧૪. કેવલદર્શનાવરણ. સર્વ દ્રવ્યો અને સર્વ પર્યાયોનો સામાન્ય બોધ થાય તે કેવલદર્શન; અને તેનું જે આચ્છાદન કરે તે કેવલદર્શનાવરણ.

૧૫ નિદ્રા. જે અવસ્થામાં પ્રાણી સુખેથી જાગૃત થાય તે નિદ્રા. તેનું કારણભુત જે કર્મપ્રકૃતિ તે પણ નિદ્રા કહેવાય છે.

૧૬. નિદ્રાનિદ્રા. જે અવસ્થામાં પ્રાણી દુઃખપૂર્વક

---

ન થાય. મોહનીય કર્મમાં રસોદય માત્ર ક્ષયોપશમનો વિરોધી છે. જો કોઈ પણ પ્રકારનો રસોદય હોય તો તેનો ક્ષયોપશમ ન થાય. માટે મોહનીય કર્મના ક્ષયોપશમમાં માત્ર પ્રદેશોદય હોય છે.

જાગૃત થાય તે નિદ્રાનિદ્રા; તેનું કારણભૂત જે કર્મપ્રકૃતિ તે પણ નિદ્રાનિદ્રા કહેવાય છે.

૧૭. **પ્રચલા.** ઉભાં રહેતાં અને બેસતાં જે નિદ્રા પ્રાપ્ત થાય તે પ્રચલા; તેનું કારણભૂત જે કર્મપ્રકૃાત તે પણ પ્રચલા કહેવાય છે.

૧૮. **પ્રચલાપ્રચલા.** ચાલતાં જે નિદ્રા આવે તે પ્રચલાપ્રચલા; તેનું કારણભૂત જે કર્મપ્રકૃતિ તે પણ પ્રચલાપ્રચલા.

૧૯. **સ્ત્યાનર્દ્ધિ. ( થિણદ્ધિ. )** જે કર્મના ઉદયથી દિવસે કે રાત્રે જાગૃત અવસ્થામાં ચિંતવેલું કાર્ય રાત્રે નિદ્રા અવસ્થામાં કરે તેને સ્ત્યાનર્દ્ધિ કે થિણદ્ધિ કહે છે. તે નિદ્રામાં વજ્રઋષભનારાચસંહનનવાળા મનુષ્યને વાસુદેવથી અર્ધું બળ હોય છે અને બીજા સંઘયણવાળા મનુષ્યને ત્રણ-ગણું કે ચારગણું બળ હોય છે. તે નિદ્રાનું કારણભૂત જે કર્મપ્રકૃતિ તે પણ સ્ત્યાનર્દ્ધિ કહેવાય છે.

૨૦. **નીચગોત્ર.** જે કર્મના ઉદયથી નીચ કુલને વિષે જન્મ થાય તે નીચગોત્રકર્મ.

૨૧. **અસાતાવેદનીય.** જે કર્મના ઉદયથી પ્રાણીને બાહ્ય દુ:ખનો અનુભવ થાય તે અસાતાવેદનીય.

૨૨. **મિથ્યાત્વમોહનીય.** જે કર્મના ઉદયથી વીતરાગે કહેલા જીવાદિક તત્ત્વો ઉપર શ્રદ્ધા ન થાય તે મિથ્યાત્વમોહનીય.

૨૩–૩૨ **સ્થાવરદશક.** સ્થાવરાદિ દશ પ્રકૃતિઓ, જે પછીની ગાથામાં કહેવાશે.

૩૩. **નરકગતિનામ.** જે કર્મના ઉદયથી નારકપણું પ્રાપ્ત થાય તે નરકગતિનામ. નરકગતિ આત્માની એક પ્રકારની અમુક પ્રકારના કર્મને ભોગવવા યોગ્ય અવસ્થા છે, જેમાં વિશેષતઃ તીવ્ર દુઃખોનો અનુભવ થાય છે.

૩૪. **નરકાનુપૂર્વીનામ.** જે કર્મના ઉદયથી વક્રગતિ-વડે નરકગતિમાં જતાં આકાશપ્રદેશની શ્રેણીને અનુસારે ગતિ થાય તે નરકાનુપૂર્વીનામ કર્મ. જેમ નાથવડે બળદ સીધો ગમન કરે છે, તેમ આનુપૂર્વીનામ કર્મના ઉદયથી જીવ આકાશ પ્રદેશની શ્રેણીને અનુસારે ગમન કરે છે.

૩૫. **નરકાયુષ.** જે કર્મના ઉદયથી નરકગતિમાં સ્થિતિ થાય તે નરકાયુષ. તેના ઉદયથી નરકગતિમાંથી નીકળવાની ઈચ્છા છતાં પ્રાણી નીકળી શકતો નથી.

અનંતાનુબંધ્યાદિ સોળ કષાય અને નવ નોકષાય મળીને પચીશ કષાય કહેવાય છે. કષાયના સહચારી અથવા કષાયના પ્રેરકને નોકષાય કહેવાય છે. અહીં 'નો' શબ્દ સાહચર્યવાચી છે. સામાન્ય રીતે કષાયના ક્રોધ, માન, માયા ને લોભ એ ચાર પ્રકાર છે, તે પ્રત્યેકના તીવ્રતા અને મંદતાની અપેક્ષાએ ચાર ચાર ભેદ થાય છે–૧ અનંતા-નુબંધી, ૨ અપ્રત્યાખ્યાનાવરણ. ૩ પ્રત્યાખ્યાનાવરણ અને ૪ સંજ્વલન.

૩૬–૩૯. **અનંતાનુબંધી.** અનંત સંસારના અનુ-બંધ (પરંપરા) નો હેતુ જે તીવ્ર કષાય તે અનંતાનુ-બંધી. તેના ક્રોધ, માન, માયા ને લોભ એ ચાર ભેદ છે, અને તે સમ્યગ્દર્શનને રોકે છે.

**૪૦-૪૩. અપ્રત્યાખ્યાનાવરણ.** અપ્રત્યાખ્યાન એટલે અલ્પ પ્રત્યાખ્યાન કે દેશવિરતિ કહેવાય છે. અહિં 'અ' અલ્પ અર્થનો વાચક છે; એટલે અલ્પ પ્રત્યાખ્યાનરૂપ દેશ-વિરતિનું જે આચ્છાદન કરે તે અપ્રત્યાખ્યાનાવરણ કહેવાય છે. તેના પૂર્વની પેઠે ચાર ભેદ છે; અને તે દેશવિરતિને રોકે છે.

**૪૪-૪૭. પ્રત્યાખ્યાનાવરણ.** પ્રત્યાખ્યાન એટલે સર્વવિરતિ અથવા હિંસાદિ પાપપ્રવૃત્તિનો સર્વથા ત્યાગ; તેનું જે આચ્છાદન કરે તે પ્રત્યાખ્યાનાવરણ. તેના પણ ક્રોધાદિ ચાર ભેદ છે, અને તે સર્વવિરતિને રોકે છે.

**૪૮-૫૧. સંજ્વલન.** પરિષહ અને ઉપસર્ગો પ્રાપ્ત થવાથી [સર્વવિરતિચારિત્રવાળાને પણ કંઇક કષાયયુક્ત કરે તે સંજ્વલન, તેના પૂર્વોક્ત ચાર ભેદ જાણવા. તે યથાખ્યાત-ચારિત્રને (વીતરાગ ચારિત્રને) રોકે છે.

યદ્યપિ કષાયોના તીવ્રતા અને મંદતાના સૂક્ષ્મ તાર-તમ્યથી અસંખ્ય ભેદો થાય છે, પરન્તુ તે સામાન્ય બુદ્ધિને ગ્રાહ્ય ન થઈ શકે માટે સ્થૂલ તારતમ્યની અપેક્ષાએ તેના ચાર ભેદ પાડેલા છે. તેમાં અનંતાનુબંધી એ તીવ્ર કષાય છે, અને તે સામાન્ય રીતે સર્વ જીવોને હોય છે, તેનાથી અપ્રત્યાખ્યાનાવરણાદિ કષાયો ઉત્તરોત્તર મંદ છે.

**૫૨-૫૭. હાસ્યાદિષટ્ક.** જે કર્મના ઉદયથી કોઇ કારણથી કે કારણ વિના હાસ્ય, રતિ (ઈષ્ટ વસ્તુમાં પ્રીતિ) અરતિ (અનિષ્ટ વસ્તુ તરફ અણગમો), શોક, ભય અને જુગુપ્સા (સુગ) ઉત્પન્ન થાય તે હાસ્યાદિષટ્ક કહેવાય છે.

**૫૮. પુરુષવેદ.** વેદ એટલે અભિલાષા; જે કર્મના ઉદયથી સ્ત્રીના સમાગમની ઇચ્છા થાય તે પુરુષવેદ.

**૫૯. સ્ત્રીવેદ.** જે કર્મના ઉદયથી પુરુષના સમાગમની ઇચ્છા થાય તે સ્ત્રીવેદ.

**૬૦. નપુંસકવેદ.** જે કર્મના ઉદયથી સ્ત્રી અને પુરુષ બન્નેના સમાગમની ઇચ્છા થાય તે નપુંસક વેદ.

સામાન્ય રીતે વેદ વિષયાભિલાષ રૂપ છે, અને તેના તીવ્રતા અને મંદતાની અપેક્ષાએ સ્થૂલ ત્રણ ભેદ પાડેલા છે. તેમાં સૌથી પુરુષવેદ મંદ છે, અને સ્ત્રીવેદ અને નપુંસક વેદ ઉત્તરોત્તર તીવ્ર છે. તે રીતે પુરુષમાં, સ્ત્રીમાં અને નપુંસકમાં ત્રણે વેદનો સંભવ છે. બાકી પુરુષનો, સ્ત્રીનો અને નપુંસકનો આકાર તે વેદ નથી.

**૬૧. તિર્યંચગતિ.** જે કર્મના ઉદયથી તિર્યંચપણું પ્રાપ્ત થાય તે તિર્યંચગતિ. તે અમુક પ્રકારના કર્મોને ભોગવવા યોગ્ય આત્માની કર્મજન્ય અવસ્થા વિશેષ છે.

**૬૨. તિર્યંચાનુપૂર્વી.** જે કર્મના ઉદયથી તિર્યંચગતિમાં વક્રગતિએ જતાં જીવની આકાશ પ્રદેશની શ્રેણીને અનુસારે ગતિ થાય તે +તિર્યંચાનુપૂર્વી.

---

+ અહિં પાપપ્રકૃતિના ભેદમાં તિર્યંચગતિ અને તિર્યંચાનુપૂર્વીની ગણના કરી અને તિર્યંચાયુષની પુણ્યપ્રકૃતિના ભેદમાં ગણના કરી, તેનું કારણ એમ કહેવામાં આવે છે કે તિર્યંચગતિ અને તિર્યંચાનુપૂર્વી જીવને અનિષ્ટ છે, દુઃખરૂપ છે, પરન્તુ તિર્યંચાયુષનો ઉદય થયા પછી તે અવસ્થામાં જીવને દુઃખરૂપતા કે અનિષ્ટતા લાગતી નથી. માટે તિર્યંચાયુષની પુણ્યપ્રકૃતિમાં ગણના કરી છે. તત્ત્વાર્થભાષ્યકારે તિર્યંચાયુષ પણ દુઃખરૂપ હોવાથી તેની પાપપ્રકૃતિમાં ગણના કરી છે.

૬૩. **એકેન્દ્રિયજાતિનામ.** જે કર્મના ઉદયથી એકેન્દ્રિયપણું પ્રાપ્ત થાય. એટલે સર્વ એકેન્દ્રિય જીવોમાં અમુક પ્રકારની બાહ્ય સમાનતા[1] પ્રાપ્ત થાય તે એકેન્દ્રિયજાતિનામકર્મ.

૬૪. **બેઇન્દ્રિયજાતિનામ.** જે કર્મના ઉદયથી બેઇન્દ્રિયપણું ( સર્વ બેઇન્દ્રિયમાં ) અમુક પ્રકારની બાહ્ય સમાનતા પ્રાપ્ત થાય તે બેઇન્દ્રિયજાતિનામ.

૬૫. **તેઈન્દ્રિયજાતિનામ.** જે કર્મના ઉદયથી જીવને તેન્દ્રિયપણું પ્રાપ્ત થાય, તે ત્રીન્દ્રિયજાતિનામકર્મ.

૬૬. **ચતુરિન્દ્રિયજાતિનામ.** જે કર્મના ઉદયથી જીવને ચઉરિન્દ્રિયપણું પ્રાપ્ત થાય, તે ચતુરિન્દ્રિયજાતિનામકર્મ.

૬૭. **અશુભવિહાયોગતિનામ.** જે કર્મના ઉદયથી ઉંટ અને ગધેડાના જેવી ખરાબ ગતિ ( ચાલવાની ઢબ ) પ્રાપ્ત થાય તે અશુભવિહાયોગતિનામ.

૬૮. **ઉપઘાતનામ.** જે કર્મના ઉદયથી જીવ પોતાના અધિક કે વિકૃત અવયવોવડે પોતે પીડા પામે અથવા ગળે ફાંસો ખાવો વગેરેથી મરણ પામે તે ઉપઘાતનામ.

---

૧ જાતિનામ કર્મ એકેન્દ્રિયાદિ જીવોમાં અમુક પ્રકારની બાહ્ય સમાનતાનું કારણ છે, અને તે બાહ્ય સમાનતા ચૈતન્યના વિકાસમાં નિયામક છે. એકેન્દ્રિયાદિ જીવોમાં અમુક હદ સુધી ચૈતન્યનો વિકાસ હોય છે, અને તેમાં નિયામક તે જીવોનો અમુક પ્રકારનો સમાન બાહ્ય પરિણામ છે, તેનું કારણભૂત જાતિનામકર્મ છે. જેમકે એકેન્દ્રિયજાતિનામ કર્મ સર્વ એકેન્દ્રિયજીવોની અમુક પ્રકારની બાહ્ય સમાનતાનું કારણ છે. અને તે બાહ્ય સમાનતા બેઇન્દ્રિયાદિથી અપકૃષ્ટ ( હીન ) ચૈતન્યમાં નિયામક છે.

૬૯—૭૨. અશુભવર્ણાદિચતુષ્ક. જે કર્મના ઉદયથી જીવના શરીરે કૃષ્ણાદિક અશુભવર્ણ, અશુભગંધ, તિક્તાદિક અશુભરસ અને કર્કશાદિક અશુભ સ્પર્શ પ્રાપ્ત થાય તે ૧ અશુભવર્ણનામ, ૨ અશુભગંધનામ, ૩ અશુભરસનામ અને ૪ અશુભસ્પર્શનામ કહેવાય છે.

૭૩. ઋષભનારાચસંઘયણનામ. જે કર્મના ઉદયથી ઋષભનારાચસંઘયણ પ્રાપ્ત થાય તે ઋષભનારાચસંઘયણનામકર્મ. તેમાં ઋષભ—પાટો, નારાચ—બન્ને તરફ મર્કટબન્ધ, એટલે બે અસ્થિ બન્ને બાજુએ મર્કટબન્ધથી બંધાએલા હોય અને તેના ઉપર પાટાના જેવું ત્રીજું અસ્થિ વિંટાએલું હોય તેવા અસ્થિના બન્ધને ઋષભનારાચસંઘયણ કહે છે.

૭૪. નારાચસંઘયણનામ. જે કર્મના ઉદયથી જ્યાં શરીરના અસ્થિઓ પરસ્પર મર્કટબન્ધથી બંધાએલા હોય તેવા પ્રકારના નારાચસંઘયણની પ્રાપ્તિ થાય તે નારાચસંઘયણનામકર્મ.

૭૫. અર્ધનારાચસંઘયણનામ જે કર્મના ઉદયથી શરીરના અસ્થિનો એક છેડો મર્કટબન્ધથી બંધાએલો હોય અને બીજો છેડો ખીલી વડે કરીને સંધાયેલો હોય તેવા પ્રકારનું અર્ધનારાચ સંઘયણ પ્રાપ્ત થાય તે અર્ધનારાચસંઘયણનામ.

૭૬. કીલિકાસંઘયણનામ. જે કર્મના ઉદયથી અસ્થિની ખીલી વડે હાડકાંના બન્ને છેડાઓ બંધાએલા હોય તે કીલિકાસંઘયણનામ.

**૭૭. સેવાર્ત્તનામ.** જે કર્મના ઉદયથી જ્યાં હાડકાંના બન્ને છેડાઓ પરસ્પર અડીને રહેલાં હોય તેવા સેવાર્ત-સંઘયણની પ્રાપ્તિ થાય તે સેવાર્ત્તસંઘયણનામકર્મ કહેવાય છે.

સંઘયણ છ પ્રકારે છે. તેમાં વજ્રઋષભનારાચસંઘયણ સર્વ કરતાં અધિક શકિતવાળું હોવાથી તેની પુણ્યપ્રકૃતિમાં ગણના કરી છે, અને બાકીના પાંચ સંઘયણ તેનાથી હીન શકિતવાળા હોવાથી તેની પાપપ્રકૃતિમાં ગણના કરી છે.

સંસ્થાન એટલે શરીરનો આકાર, તેના છ ભેદ છે, તેમાં પ્રથમ સમચતુરસ્રસંસ્થાન સર્વ સંસ્થાનોમાં શ્રેષ્ઠ હોવાથી તેને પુણ્યપ્રકૃતિમાં ગણ્યું છે, અને બાકીના સં-સ્થાનોને પાપપ્રકૃતિમાં ગણ્યા છે.

**૭૮. ન્યગ્રોધપરિમંડલસંસ્થાનનામ.** જે કર્મના ઉદયથી ન્યગ્રોધ એટલે વડની પેઠે નાભિની ઉપરનો ભાગ પ્રમાણસર અને લક્ષણયુકત હોય અને નીચેનો ભાગ પ્રમાણ રહિત અને લક્ષણહીન હોય તે ન્યગ્રોધપરિમંડલ-સંસ્થાનનામકર્મ.

**૭૯. સાદિસંસ્થાનનામ.** જે કર્મના ઉદયથી જીવનું નાભિની નીચેનું અંગ પ્રમાણસર અને લક્ષણયુકત હોય, અને નાભિની ઉપરનું અંગ પ્રમાણરહિત તથા લક્ષ-ણહીન હોય તે સાદિસંસ્થાનનામ કહેવાય છે.

**૮૦. વામનસંસ્થાનનામ.** જે કર્મના ઉદયથી હાથ, પગ, મસ્તક અને ડોક પ્રમાણસર અને લક્ષણયુકત હોય, બાકીના છાતી, ઉદર ઇત્યાદિ અવયવો પ્રમાણ તથા લક્ષણ રહિત હોય તે વામનસંસ્થાનનામકર્મ.

८१. कुब्जसंस्थाननाम. જે કર્મના ઉદયથી હાથ, પગ, મસ્તક અને ડોક પ્રમાણરહિત હોય, અને બાકીના અવયવો પ્રમાણયુક્ત હોય તે કુબ્જસંસ્થાનનામ. અહિં કુબ્જ અને વામન સંસ્થાનનું ઉપર કહેલા લક્ષણથી વિપરીત લક્ષણ પણ કહેલું છે.

૮૨. હુંડક સંસ્થાનનામ. જે કર્મના ઉદયથી શરીરના બધા અવયવો પ્રમાણરહિત અને લક્ષણહીન હોય તે હુંડકસંસ્થાનનામકર્મ.

હવે સ્થાવરાદિ દશ પ્રકૃતિઓનું વર્ણન કરે છે—

**थावरसुहुमअपज्जं साहारणअथिरअसुभदुभगाणि ।**
**दुस्सर-णाइज्ज-जसं थावरदसगं विवज्जत्थं ॥१६॥**

[ स्थावर–सूक्ष्म–अपर्याप्त साधारण–अस्थिर–अशुभ–दुर्भगानि ।
दुःस्वर–अनादेय–अयशः स्थावरदशकं विपरीतार्थकम् ॥

અર્થ—[स्थावर-सूक्ष्म-अपर्याप्त] સ્થાવરનામ, સૂક્ષ્મનામ, અપર્યાપ્તનામ; [साधारण-अस्थिर-अशुभ-दुर्भगानि] સાધારણનામ, અસ્થિરનામ, અશુભનામ, દૌર્ભાગ્યનામ; [दुःस्वर-अनादेय-अयशः] દુઃસ્વરનામ, અનાદેયનામ અને અયશઃકીર્તિનામ-એ [ स्थावरदशक ] સ્થાવરાદિ દશ પ્રકૃતિઓ [ विपरीतार्थक ] વિપરીત અર્થવાળી જાણવી.

**વિવેચન**—ત્રસાદિ દશ પ્રકૃતિઓ શુભરૂપ હોવાથી તેની પુણ્ય પ્રકૃતિમાં ગણના કરી છે. અને સ્થાવરાદિ દશપ્રકૃતિઓ વિપરીત અને અશુભરૂપ છે તેથી તેની પાપપ્રકૃતિમાં ગણના કરી છે.

**૧. સ્થાવરનામ.** જે કર્મના ઉદયથી જીવ સ્વતંત્રપણે ગમન ન કરી શકે તે સ્થાવરનામ, તેનો ઉદય પૃથ્વીકાયાદિક પાંચ સ્થાવરોને હોય છે. યદ્યપિ અગ્નિકાય અને વાયુકાય ગમન કરે છે, તોપણ તેઓ સ્વતંત્રપણે ગમન કરવાની શક્તિ રહિત હોવાથી તેઓને સ્થાવરનામકર્મનો ઉદય છે.

**૨. સૂક્ષ્મનામ.** જે કર્મના ઉદયથી ચર્મચક્ષુને અગોચર એવા સૂક્ષ્મ શરીરની પ્રાપ્તિ થાય તે સૂક્ષ્મનામકર્મ. યદ્યપિ બાદર પૃથિવીકાયાદિક જીવોનું એક એક શરીર ચર્મચક્ષુથી દેખાતું નથી, તોપણ અસંખ્ય શરીરો એકઠાં થવાથી તે દૃષ્ટિગોચર થાય છે, અને સૂક્ષ્મ જીવોનાં શરીરો અસંખ્ય એકઠાં થવા છતાં પણ દૃષ્ટિગોચર થતાં નથી.

**૩. અપર્યાપ્તનામ.** જે કર્મના ઉદયથી સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ ન થાય, અર્થાત્ પર્યાપ્તિઓ પૂર્ણ કર્યા શિવાય જીવ મરણ પામે તે અપર્યાપ્તનામ. અપર્યાપ્ત જીવોના લબ્ધિઅપર્યાપ્ત અને કરણઅપર્યાપ્ત એ બે ભેદ છે. પરન્તુ અપર્યાપ્તનામ કર્મનો ઉદય માત્ર લબ્ધિઅપર્યાપ્તનેજ હોય છે.

**૪. સાધારણનામ.** જે કર્મના ઉદયથી અનંત જીવોને એક–સાધારણ શરીર પ્રાપ્ત થાય તે સાધારણનામકર્મ.

**૫. અસ્થિરનામ.** જે કર્મના ઉદયથી શરીરના જીભ, ચામડી, સ્નાયુ વગેરે અવયવો અસ્થિર–વળી શકે તેવા હોય તે અસ્થિરનામ.

**૬. અશુભનામ.** જે કર્મના ઉદયથી શરીરમાં નાભિની

નીચેનો ભાગ અશુભ એટલે અપ્રશસ્ત હોય તે અશુભનામ. તેથી પગ વગેરેનો સ્પર્શ થતાં સામા મનુષ્યને ખરાબ લાગે છે.

૭. દુર્ભગનામ. જે કર્મના ઉદયથી ઉપકાર કરવા છતાં પણ સામા મનુષ્યને અપ્રિય લાગે તે દુર્ભગનામ.

૮. દુઃસ્વરનામ. જે કર્મના ઉદયથી કાનને અપ્રિય એવા ખરાબ સ્વરની પ્રાપ્તિ થાય તે દુઃસ્વરનામ.

૯. અનાદેયનામ. જે કર્મના ઉદયથી હિતકારક કહેવા છતાં પણ લોકમાન્ય વચન ન થાય, તેથા આદર-સત્કાર ન પામે તે અનાદેયનામ.

૧૦. અયશનામ. જે કર્મના ઉદયથી અપજશ કે અપકીતિ પ્રાપ્ત થાય તે અયશનામકર્મ.

એમ ત્રસદશક થકી વિપરીત અર્થવાળું સ્થાવર-દશક કહ્યું.

એ પ્રમાણે પાંચ જ્ઞાનાવરણીય, નવ દર્શનાવરણીય, એક વેદનીય, છવ્વીસ મોહનીય, એક આયુષ, ચોત્રીસ નામ-કર્મ, એક ગોત્રકર્મ અને પાંચ અંતરાય કર્મની પ્રકૃતિઓ મળીને ૮૨ પાપ પ્રકૃતિઓ કહી.

## पापतत्त्व समाप्त.

## आस्रवतत्त्व.

આસ્રવતત્ત્વના બેંતાલીશ ભેદો કહે છે—

**इंदिय-कसाय-अव्वय-जोगा पंच चउ पंच तिन्नि कमा॥**
**किरियाओ पणवीसं इमाओ ताओ अणुकमसो॥२७॥**

[ इन्द्रिय-कषाय-अव्रत-योगाः पञ्च चत्वारः पञ्च त्रयः क्रमात् ।
क्रियाः पञ्चविंशतिः इमास्तु ता अनुक्रमशः ॥ ]

અર્થ—[ इन्द्रिय-कषाय-अव्रत-योगाः ] ઇન્દ્રિયો, કષાયો, અવ્રતો અને યોગો [ क्रमात् ] અનુક્રમે [ पंच ] પાંચ પ્રકારે, [ चत्वारः ] ચાર પ્રકારે, [पंच] પાંચ પ્રકારે, અને [ त्रयः ] ત્રણ પ્રકારે છે. ( અર્થાત્ ઇન્દ્રિયો પાંચ પ્રકારે, કષાય ચાર પ્રકારે, અવ્રત પાંચ પ્રકારે અને યોગ ત્રણ પ્રકારે છે. ) તથા [क्रियाः] ક્રિયાઓ [ पचविंशतिः ] પચીશ પ્રકારે છે. [ ताः ] તે [ इमा ] આ [ अनुक्रमशः ] અનુક્રમે જાણવી.

**વિવેચન**—કર્મબન્ધના હેતુઓને આસ્રવ કહે છે. અને તે આસ્રવ સામાન્ય રીતે મન, વચન અને કાયાની [1]પ્રવૃત્તિરૂપ છે, પરન્તુ વિશેષ રીતે કર્મબન્ધના [2]હેતુઓ ઇન્દ્રિય, કષાય, અવ્રત અને યોગ તથા ક્રિયાઓ આસ્રવ કહેવાય છે.

---

१ काय-वाङ्-मन कर्म योग । ( तत्त्वा० ६-१. ) स आस्रव । ( ६-२ ) કાય, વચન અને મનનો વ્યાપાર યોગ કહેવાય છે, અને તે આસ્રવ છે. તેમા શુભયોગ પુણ્યનો આસ્રવ અને અશુભયોગ પાપનો આસ્રવ છે.

२ सकषाया-कषाययो. साम्परायिकेर्यापथयोः । ( तत्त्वा० ५-१) अव्रत-कषाये-न्द्रिय-क्रियाः पञ्च-चतु -पंच-पंचविंशतिसंख्याः पूर्वस्य

૧–૫. ઇન્દ્રિય. સ્પર્શન, રસન, ઘ્રાણ ચક્ષુ, શ્રોત્ર એ પાંચ ઇન્દ્રિયો છે. અને સ્પર્શ, રસ, ગન્ધ, રૂપ અને શબ્દ તેના વિષયો છે. ઇન્દ્રિયોદ્વારા વિષયોનું જ્ઞાન થાય છે, અને પ્રિય વિષયમાં રાગ અને અપ્રિય વિષયમાં દ્વેષ થાય છે, અને તેથી કર્મનો બન્ધ થાય છે, માટે ઇન્દ્રિયો રાગ–દ્વેષ દ્વારા કર્મબન્ધનું કારણ છે. જો ઇન્દ્રિયદ્વારા વિષયોનું જ્ઞાન થાય પણ રાગ–દ્વેષ ન થાય તો માત્ર ઇન્દ્રિયો કર્મબન્ધનું કારણ નથી. કર્મબન્ધનું અનન્તર–ખાસ કારણ તો રાગ–દ્વેષ છે, અને ઇન્દ્રિયો પરંપર કારણ છે, પરન્તુ રાગ–દ્વેષને ઉત્પન્ન કરનાર ઇન્દ્રિયો છે, અને તેનો નિગ્રહ કરવાથી રાગદ્વેષનો નિગ્રહ થાય છે, માટે ઇન્દ્રિયોને આસ્રવ કહેલ છે. વીતરાગને ઇન્દ્રિયો હોવા છતાં પણ રાગદ્વેષના અભાવ થકી ઇન્દ્રિયો દ્વારા કર્મ બંધાતા નથી, તેથી તેમને ઇન્દ્રિયો આસ્રવરૂપ નથી.

૬–૯. કષાય. કષાયના ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર પ્રકાર છે. ૧ સચેતન અને અચેતન વસ્તુને વિષે સનિમિત્તે કે નિમિત્ત વિના દ્વેષ થવો તે ક્રોધ. ૨ ગર્વ અથવા અભિમાન તે માન. ૩ માયા–કપટ, શઠતા કે પરને છેતરવું, ૪ લોભ–શરીર કે ધનાદિ બાહ્ય વસ્તુ વિષે આસક્તિ. એ ચાર કષાયોનો રાગ અને દ્વેષ એ બે ભેદમાં સમાવેશ થાય છે. તેમાં ક્રોધ અને માન દ્વેષરૂપ છે, અને

ભેદાઃ ૧ (૬–૬) કષાય સહિત જીવનો યોગ સાંપરાયિક કર્મનો, અને કષાય રહિત જીવનો યોગ ઇર્યાપથિક કર્મનો. આસ્રવ છે, તેમાં પાંચ અવ્રત, ચાર કષાય, પાંચ ઇન્દ્રિયો અને પચીશ ક્રિયાઓ એ સાંપરાયિક આસ્રવના ભેદો છે.

માયા અને લોભ રાગરૂપ છે. તેમાં રાગ પ્રશસ્ત અને અપ્રશસ્ત એ બે પ્રકારનો છે; દેવ, ગુરુ, સદ્ધર્મ અને સત્પુરુષ વગેરેના ઉપર રાગ તે પ્રશસ્ત રાગ કહેવાય છે અને તે શિવાય શરીર, ધનાદિ બાહ્ય વિષય વિષે આસક્તિ તે અપ્રશસ્ત રાગ કહેવાય છે. પ્રશસ્ત રાગ શુભ ઉપયોગરૂપ છે, અને તેથી ત શુભકર્મ બંધનો હેતુ છે, અને અપ્રશસ્ત રાગ અશુભ ઉપયોગરૂપ છે, અને અશુભ કર્મબન્ધનનું કારણ છે. દ્વેષ તો અપ્રશસ્તજ છે, તેથી તે માત્ર અશુભ કર્મબંધનનોજ હેતુ છે.

૧૦-૧૪. અવ્રત. હિંસા, મૃષાવાદ, ચોરી, અબ્રહ્મચર્ય અને પરિગ્રહ એ પાંચ અવ્રત છે. ૧ પ્રમાદસહિત યોગવડે પ્રાણોનો નાશ કરવો તે [1]હિંસા. ૨ પ્રમાદ વડે

---

[1] प्रमत्तयोगाद् प्राणव्यपरोपणं हिंसा. ( तत्त्वा० ७-८ )

અર્થ—પ્રમાદસહિત યોગથી પ્રાણનો નાશ કરવો તે હિંસા. કષાય, ઇન્દ્રિયો, વિકથા, અને નિદ્રાદિ પ્રમાદ કહેવાય છે. કષાય–અનન્તાનુબન્ધી વગેરે સોળ પ્રકારના જાણવા. તેમા જ્યારે સંજ્વલન, કષાયનો મન્દ ઉદય હોય છે ત્યારે પ્રમાદ હોતો નથી, પણ તેના તીવ્ર ઉદયથી પ્રમાદ હોય છે. સ્પર્શનાદિ પાચ ઇન્દ્રિયો દ્વારા રાગ-દ્વેષ થાય છે, માટે ઇન્દ્રિયો પણ પ્રમાદ કહેવાય છે. નિદ્રા અજ્ઞાનનો હેતુ હોવાથી તે પ્રમાદ કહેવાય છે. સ્ત્રી આદિની કથા તે વિકથા, તે પણ રાગદ્વેષ ઉત્પન્ન કરે છે, માટે તે પણ પ્રમાદ કહેવાય છે. બીજી રીતે પ્રમાદના આઠ પ્રકાર છે— ૧ અજ્ઞાન, ૨ સંશય, ૩ મિથ્યાત્વ, ૪ રાગ, ૫ દ્વેષ, ૬ સ્મૃતિની અનવસ્થા, ૭ અનાદર અને ૮ યોગ દુષ્પ્રણિધાન. ઉપર જણાવેલા પ્રમાદથી જીવનો ઘાત કરવો તે હિંસા. તેના દ્રવ્ય અને ભાવ એ બે પ્રકાર છે. પૃથિવીકાયાદિ જીવોનો ઘાત કરવો તે દ્રવ્યહિંસા. અને રાગ, દ્વેષ અને મોહાદિરૂપ પ્રમત્તયોગ તે ભાવહિંસા.

અસત્ય બોલવું તે [2]મૃષાવાદ. ૩ પ્રમાદ વડે અદત્તનું ગ્રહણ કરવું તે [3]ચોરી. ૪ વિષયેન્દ્રિયનો સંયમ ન કરવો તે [4]અબ્રહ્મચર્ય. ૫ શરીર અને ધનાદિ બાહ્ય વસ્તુઓ ઉપર મૂર્છા–મમત્વભાવ તે પરિગ્રહ.

**૧૫–૧૭. યોગ.** યોગ એટલે મન, વચન અને કાયની પ્રવૃત્તિ. તેના [6]ત્રણ પ્રકાર છે–૧ મનોયોગ, ૨ વચનયોગ અને ૩ કાયયોગ.

**૧૮–૪૨. ક્રિયાઓ.** કાયિકી વગેરે ક્રિયાઓ, યદ્યપિ ક્રિયાઓ કષાય અને યોગની પ્રવૃત્તિરૂપ છે, તોપણ અમુક

૨ असदभिधानमनृतम्. ( तत्वा० ७–९ ) પ્રમાદવડે અસત્ય બોલવું એ અનૃત–મૃષાવાદ કહેવાય છે. સત્ય વસ્તુને છૂપાવવી અને અસત્યને પ્રગટ કરવું એ. બન્ને પ્રકારે અસત્ય છે. તે અસત્યના સંક્ષેપથી પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ એ ચાર પ્રકાર છે. ૧ દ્રવ્યથી સર્વદ્રવ્ય વિષયક અસત્ય બોલવું. ૨ ક્ષેત્રથી લોકાલોકવિષયક અસત્ય બોલવું. ૩ કાલથી–રાત્રિ કે દિવસે અસત્ય બોલવું અને ૪ ભાવથી રાગ દ્વેષ અને મોહથી અસત્ય બોલવું.

૩ अदत्तादानं स्तेयम्. ( तत्वा० ७–१० ) પ્રમત્ત યોગથી બીજાએ આપ્યા શિવાય ગ્રહણ કરવું તે સ્તેય–ચોરી કહેવાય છે.

૪ मैथुनमब्रह्म ( ७–११ ) મૈથુનને–સ્ત્રી અને પુરુષના સંગને ) અબ્રહ્મચર્ય કહે છે.

૫ मूर्छा परिग्रहः ( ७–१२ ) સચેતન કે અચેતન વસ્તુમાં અથવા બાહ્ય કે આન્તર વસ્તુમાં મૂર્છા–મમત્વપરિણામ તે પરિગ્રહ.

૬ મનોયોગના ચાર પ્રકાર, વચનયોગના ચાર પ્રકાર અને કાયયોગના સાત પ્રકાર મળીને યોગના પંદર ભેદો પણ થાય છે.—

વિશેષતાને લીધે તેને કષાય અને યોગથી જુદી ગણી છે. તેના પચીશ ભેદો છે. તે આગળની ગાથાઓમાં કહેવાશે.

એ રીતે આશ્રવતત્ત્વના બેંતાલીશ ભેદો વર્ણવ્યા.

હવે પચીશ ક્રિયાઓનું સ્વરૂપ દર્શાવે છે–

**काइअ अहिगरणिया पाउसिआ पारितावणी किरिया।**
**पाणाइवाय-रंभिअ परिग्गहिआ मायवत्ती अ॥१८॥**
**मिच्छादंसणवत्ती अपच्चक्खाणा य दिट्ठि पुट्ठी य।**
**पाडुच्चिअ सामंतोवणिअ नेसत्थि-साहत्थी॥१९॥**

---

૧. **સત્યમનોયોગ**—સત્ય-યથાર્થ વિચાર કરવો. ૨. **અસત્ય મનોયોગ**-અસત્ય વિચાર કરવો. ૩. **મિશ્રમનોયોગ**-કંઇક સત્ય કંઇક અસત્ય વિચાર કરવો. અને ૪. **અસત્યામૃષામનોયોગ**-સત્ય નહિ અને અસત્ય પણ નહિ એવો વિચાર કરવો.

૧ **સત્યવચનયોગ**—સત્ય બોલવું, ૨ **અસત્યવચનયોગ**-અસત્ય બોલવું ૩. **મિશ્રવચનયોગ**-કંઇક સત્ય અને કંઇક અસત્ય બોલવું. અને ૪. **અસત્યામૃષાવચનયોગ**-સત્ય પણ નહિ તેમ અસત્ય પણ નહિ તેવું બોલવું

૧. **ઔદારિકશરીરયોગ**—ઔદારિકશરીરદ્વારા જે પ્રવૃત્તિ થાય, ૨. **વૈક્રિયશરીરયોગ**—વૈક્રિયશરીરદ્વારા જે પ્રવૃત્તિ થાય. ૩. **આહારકશરીરયોગ**-આહારક શરીરદ્વારા જે પ્રવૃત્તિ થાય. ૪. **તૈજસકાર્મણશરીરયોગ**-તૈજસકાર્મણ શરીરદ્વારા જે પ્રવૃત્તિ થાય. ૫ **ઔદારિકમિશ્રયોગ**—ઔદારિકની સાથે કાર્મણયોગની મિશ્રતા થાય તે. ૬. **વૈક્રિયમિશ્રયોગ**—વૈક્રિય સાથે ઔદારિક તથા કાર્મણની મિશ્રતા થાય તે. ૭ **આહારકમિશ્રયોગ**-આહારકની સાથે ઔદારિકની મિશ્રતા થાય છે તે

आणवणि विआरणिआ अणभोगाअणवकंखपच्चइआ।
अन्ना पओग-समुदाण पिज्ज दोसेरियावहिआ ॥२०॥

[कायिकी अधिकरणिकी प्राद्वेषिकी पारितापनिकीक्रिया।
प्राणातिपातिकी आरंभिकी पारिग्राहिकी मायाप्रत्ययिकी च॥
मिथ्यादर्शनप्रत्ययिकी अप्रत्याख्यानिकी च दृष्टिकी स्पृष्टिकी।
प्रातित्यकी सामन्तोपनिपातिकी नैसृष्टिकी स्वाहस्तिकी॥
आज्ञापनिकी विदारणिकी अनाभोगिकी अनवकांक्षप्रत्ययिकी।
अन्या प्रयोग-समादान-प्रेम-द्वेष-ऐर्यापथिकी॥

અર્થ—[कायिकी] કાયાવડે થયેલી, [अधिकरणिकी] અધિકરણવડે થયેલી, [प्राद्वेषिकी] દ્વેષવડે થયેલી, [पारितापनिकी] પરિતાપ કરવા વડે થયેલી, [प्राणातिपातिकी] હિંસા વડે થયેલી, [आरंभिकी] કૃષિ વગેરે આરંભથી થયેલી, [पारिग्राहिकी] પરિગ્રહ-મૂર્છા વડે થયેલી, [मायाप्रत्ययिकी] માયા-કપટ કરવા વડે થયેલી [क्रिया] ક્રિયા છે.

[मिथ्यादर्शनप्रत्ययिकी] મિથ્યાદર્શનવડે થયેલી, [अप्रत्याख्यानिकी] અપ્રત્યાખ્યાન-અવિરતિવડે થયેલી, [दृष्टिकी] કૌતુકથી જોવાવડે થયેલી [स्पृष्टिकी] રાગવડે સ્પર્શ કરવાથી થયેલી, [प्रातित्यकी] જીવ અને અજીવને प्रतीत्य-આશ્રયી કર્મબન્ધવડે થયેલી, [सामन्तोपनिपातिकी] समन्तात्-ચારે તરફથી उपनिपात-આવવા વડે લાગેલી ક્રિયા, [नैसृष्टिकी] યંત્રાદિક દ્વારા છોડવાથી લાગેલી ક્રિયા, [स्वाहस्तिकी] સ્વહસ્ત વડે લાગેલી ક્રિયા,

[आज्ञापनिकी] આજ્ઞા કરવાવડે લાગેલી ક્રિયા, [विदारणिकी] વિદારણ-નાશ કરવાવડે લાગેલી ક્રિયા. [अनाभोगिकी]

અનુપયોગવડે લાગેલી ક્રિયા, [ अनवकांक्षप्रत्ययिकी ] અનવકાં-ક્ષા-બેદરકારીવડે લાગેલી ક્રિયા [ अन्या ] બીજી [ प्रयोग- ] પ્રાયોગિકી-દુષ્ટ મન, વચન અને કાયયોગવડે લાગેલી ક્રિયા, [ समादान- ] સમાદાનિકી ક્રિયા-આઠ કર્મના સમાદાન-ગ્રહણ કરવા રૂપ ક્રિયા, [ प्रेम- ] પ્રેમિકી ક્રિયા-માયા-લોભવડે લાગેલી ક્રિયા, [ -द्वेष- ] દ્વેષિકી-ક્રોધમાનરૂપ દ્વેષવડે થયેલી, [ ईर्यापथिकी ] કેવળ કાયયોગવડે લાગેલી ક્રિયા. ( એ પચ્ચીસ ક્રિયાઓ છે.)

વિવેચન-સામાન્ય રીતે ક્રિયા બે પ્રકારની છે-સાંપરાયિકી અને અસાંપરાયિકી.જે ક્રિયા રાગ-દ્વેષાદિક સહિત હોય તે સાંપરાયિકી, અને જે રાગદ્વેષાદિ રહિત હોય તે અસાંપરાયિકી ક્રિયા કહેવાય છે. આ ક્રિયાઓમાં એક ઐર્યાપથિકી ક્રિયા તે અસાંપરાયિકી છે અને બાકીની બધી ક્રિયાઓ સાંપરાયિકી છે.

૧. કાયિકી. શરીરની પ્રવૃત્તિવડે જે ક્રિયા થાય તે કાયિકી ક્રિયા કહેવાય છે. તેના બે પ્રકાર છે-અનુપરત-કાયિકી અને અનુપયુક્તકાયિકી. તેમાં હિંસાદિ વિરતિ-રહિત જીવને કાયાની પ્રવૃત્તિ વડે જે ક્રિયા થાય તે અનુપરત-કાયિકી ક્રિયા, અને હિંસાદિથી વિરતિવાળા પ્રમત્ત સાધુને ઉપયોગ-સાવધાનતા શિવાય કાયાની પ્રવૃત્તિદ્વારા જે ક્રિયા લાગે તે અનુપયુક્તકાયિકી ક્રિયા.

૨. અધિકરણિકી. અધિકરણ-હિંસાના સાધનોવડે જે ક્રિયા લાગે તે અધિકરણિકી, તેના બે પ્રકાર છે-૧. સંયોજનાધિકરણિકી અને ૨. નિર્વર્તનાધિકરણિકી, તેમાં સંયોજન એટલે હિંસાના સાધન તલવાર, ધનુષ ઈત્યાદિને જોડી તૈયાર રાખવા તે સંયોજનાધિકરણિકી ક્રિયા, અને

તેને નવાં બનાવવાં તે નિર્વર્તનાધિકરણિકી ક્રિયા. અહિં ઔદારિકાદિ શરીર પણ હિંસાનું સાધન હોવાથી તેદ્વારા અધિકરણિકી ક્રિયા લાગે છે.

૩. પ્રાદ્વેષીકી. જીવ તથા અજીવ ઉપર દ્વેષ કરવાથી જે ક્રિયા લાગે તે પ્રાદ્વેષિકી ક્રિયા.

૪. પારિતાપનિકી. પોતાને અથવા પરને તાડનાદિ રૂપ પરિતાપ ઉત્પન્ન કરવાવડે જે ક્રિયા લાગે તે પારિતાપનિકી ક્રિયા.

૫. પ્રાણાતિપાતિકી પોતાનાં અથવા બીજાના જીવિતનો નાશ કરવાવડે જે ક્રિયા લાગે તે પ્રાણાતિપાતિકી ક્રિયા.

૬. આરંભિકી જેથી પૃથિવીકાયાદિક જીવની હિંસા થાય એવી પ્રવૃત્તિ તે આરંભ, તેદ્વારા જે ક્રિયા લાગે તે આરંભિકી ક્રિયા.

૭. પારિગ્રહિકી ધન-ધાન્યાદિ વસ્તુના સંગ્રહ તથા તેના ઉપર મૂર્છાવડે જે ક્રિયા લાગે તે પારિગ્રહિકી ક્રિયા.

૮. માયાપ્રત્યયિકી. માયા-કપટ વડે જે ક્રિયા લાગે તે માયાપ્રત્યયિકી ક્રિયા.

૯. મિથ્યાદર્શનપ્રત્યયિકી. જિનેશ્વરે કહેલાં સત્ય તત્ત્વોની અશ્રદ્ધા વડે જે ક્રિયા લાગે તે મિથ્યાદર્શનપ્રત્યયિકી ક્રિયા.

૧૦. અપ્રત્યાખ્યાનિકી. અપ્રત્યાખ્યાન એટલે હિંસાદિ પાપ વ્યાપારનો ત્યાગ નહિ કરવા વડે અથવા અવિરતિ વડે જે ક્રિયા લાગે તે અપ્રત્યાખ્યાનિકી ક્રિયા.

૧૧. **દષ્ટિકી.** રાગાદિ વડે સજીવ અને નિર્જીવ વસ્તુઓનો દર્શનવડે જે ક્રિયા લાગે તે દષ્ટિકી ક્રિયા.

૧૨. **સ્પૃષ્ટિકી.** રાગાદિવડે જીવાજીવાદિક વસ્તુઓનો સ્પર્શ કરવાવડે જે ક્રિયા લાગે તે સ્પૃષ્ટિકી અથવા રાગદ્વેષથી પ્રશ્ન કરવા વડે જે ક્રિયા લાગે તે પૃચ્છિકી ક્રિયા.

૧૩. **પ્રાતિત્યકી.** જીવ અને અજીવને આશ્રયી રાગ–દ્વેષ કરવાવડે જે ક્રિયા લાગે તે પ્રાતિત્યકી ક્રિયા.

૧૪. **સામંતોપનિપાતિકી.** પોતાના પુત્ર, શિષ્ય, હસ્તી, અશ્વ વગેરેને ચોતરફથી જોવા આવતાં અને પ્રશંસા કરતાં મનુષ્યોને જોઈને હર્ષ કરવાવડે જે ક્રિયા લાગે તે, અથવા ઘી, તેલ વગેરેના પાત્રો ઉઘાડા મૂકવાથી તેમાં ત્રસ જીવો આવીને પડે, તેથી જે ક્રિયા લાગે તે સામંતોપનિપાતિકી ક્રિયા કહેવાય છે.

૧૫. **નૈસૃષ્ટિકી.** જીવ અને અજીવને યંત્રોદ્વારા છોડવાથી જે ક્રિયા લાગે તે [૧]નૈસષ્ટિકી, અથવા રાજાદિની આજ્ઞાથી અસ્ત્રશસ્ત્રાદિક ઘડાવવાવડે જે ક્રિયા લાગે તે નૈશસ્ત્રિકી ક્રિયા કહેવાય છે.

૧૬. **સ્વાહસ્તિકી.** શ્વાનાદિ જીવ વડે અથવા શસ્ત્રાદિ અજીવ વડે જીવોને પોતાના હાથે મારવાથી જે ક્રિયા લાગે તે સ્વાહસ્તિકી ક્રિયા.

---

૧. બીજાએ ઉપદેશેલા અને લાંબા કાળ સુધી ચાલ્યાં આવતાં પાપનું ભાવથી અનુમોદન કરવાવડે જે ક્રિયા લાગે તે નૈસષ્ટિકી. (નવતત્ત્વ ભાષ્ય.)

૧૭. આજ્ઞાપનિકી. ( આનયનિકી. ) જીવ અથવા અજીવને આજ્ઞા કરવાથી જે ક્રિયા લાગે તે આજ્ઞાપનિકી; અથવા બીજા પાસે કોઇ વસ્તુ મંગાવવાથી જે ક્રિયા લાગે તે આનયનિકી.

૧૮. વૈદારણિકી. જીવ અથવા અજીવને વિદારણ કરવાવડે જે ક્રિયા લાગે, અથવા બીજાના દુશ્ચરિતના પ્રકાશ વડે તેની માન-પૂજાનો નાશ કરવાદ્વારા જે ક્રિયા લાગે તે વૈદારિણિકી. અથવા બીજાઓને છેતરવાવડે જે ક્રિયા લાગે તે વૈતારણિકી ક્રિયા.

૧૯. અનાભોગિકી. અનાભોગ-અસાવધાનતા, ઉપયોગ-સાવધાનતા શિવાય-પ્રવૃત્તિ કરતાં જે ક્રિયા લાગે તે અનાભોગિકી ક્રિયા.

૨૦. અનવકાંક્ષપ્રત્યયિકી. આ લોક અને પરલોક વિરુદ્ધ કાર્ય કરવાવડે અથવા તો જીનેશ્વરે કહેલા કર્તવ્યોમાં પ્રમાદને લીધે અનાદર કરવાથી જે ક્રિયા લાગે તે અનવકાંક્ષપ્રત્યયિકી ક્રિયા.

૨૧. પ્રાયોગિકી. હિંસાદિ દુષ્ટ કાયવ્યાપારવડે, કઠોર અને અસત્ય બોલવારૂપ વચનવ્યાપારવડે અને દ્રોહ, ઇર્ષ્યા અભિમાનાદિક મનોવ્યાપાર વડે જે ક્રિયા લાગે તે પ્રાયોગિકી ક્રિયા.

૨૨. સમાદાનિકી. ઇન્દ્રિયોના એક દેશથી અથવા સર્વથા ઘાત કરવાવડે જે ક્રિયા લાગે, અથવા જ્ઞાનાવરણાદિક આઠ પ્રકારના કર્મ પુદ્ગલોને ગ્રહણ કરવા રૂપ ક્રિયા તે સમાદાનિકી ક્રિયા.

૨૩. પ્રેમપ્રત્યયિકી. માયા અને લોભનિમિત્તક જે ક્રિયા લાગે, અથવા રાગ ઉત્પન્ન થાય તેવાં વચન બોલતાં જે ક્રિયા લાગે તે પ્રેમપ્રત્યયિકી ક્રિયા.

૨૪. દ્વેષિકી. પોતાને અથવા પરને ક્રોધ અને માન ઉત્પન્ન કરવાવડે જે ક્રિયા લાગે તે દ્વેષિકી ક્રિયા.

૨૫. ઐર્યાપથિકી. વીતરાગને કષાયનો અભાવ હોવાથી કેવળ કાયયોગ નિમિત્તે જે ક્રિયા લાગે તે ઐર્યાપથિકી ક્રિયા. તે ક્રિયા મોહનીય કર્મરહિત છદ્મસ્થ અથવા સયોગી કેવલીને હોય છે.

આ ઉપર કહેલી ક્રિયાઓ અને તે શિવાય બીજા આશ્રવના ભેદોનો યદ્યપિ પરસ્પર અંતરભાવ થઇ શકે છે, તો પણ તેમાં અમુક પ્રકારની વિશેષતાને લીધે તેના જૂદા જૂદા ભેદો પાડેલા છે.

## आस्रवतत्त्व समाप्त.

## संवरतत्त्व.

હવે સંવર તત્ત્વના સત્તાવન ભેદો કહે છે—

**सामिई गुत्ती परिसह जइधम्मो भावणा चरित्ताणि।**
**पण-ति-दुवीस-दस-बार-पंचभेएहिं सगवन्ना ॥२१॥**

[समितिः गुप्तिः परिषहा यतिधर्मो भावनाः चारित्राणि ।
पञ्च-त्रि-द्वाविंशति-दश-द्वादश पञ्चभेदैः सप्तपञ्चाशत् ॥ ]

અર્થ—[समितिः] મન, વચન અને કાયાની સમ્યક્ પ્રવૃત્તિ, [गुप्तिः] મન, વચન અને કાયયોગનો નિગ્રહ કરવો, [परिषहा] મુનિને સહન કરવા યોગ્ય પરિષહો, [भावनाः]

ચિત્તને શુદ્ધ કરનાર અનિત્યાદિ ભાવનાઓ, અને [चारित्राणि] સામાયિકાદિ ચારિત્રો, અનુક્રમે [पञ्च-त्रि-द्वाविंशति-दश-द्वादश-पञ्चभेदैः] પાંચ, ત્રણ, બાવીસ, દશ બાર અને પાંચ ભેદો વડે (સંવરતત્ત્વ) સત્તાવન્ન પ્રકારે છે.

વિવેચન—આસવનો રોધ કરવો તે સંવર, અને તે આત્માનો શુદ્ધ પરિણામ છે, તેથી નિશ્ચયનયની દૃષ્ટિથી તેના ભેદો નથી, તોપણ વ્યવહારનયની અપેક્ષાએ તેના સમિતિ ગુપ્તિ આદિ સતાવન ભેદો થાય છે.

૧. સમિતિ. સમ્યક્ ઉપયોગ, સાવધાનતા-પૂર્વક પ્રવૃતિ તે સમિતિ.

૨. ગુપ્તિ. સમ્યક્ મન, વચન અને કાયાના યોગનો નિગ્રહ કરવો તે ગુપ્તિ. સમિતિ સમ્યક્ પ્રવૃત્તિરૂપ છે, અને ગુપ્તિ પ્રવૃત્તિ અને નિવૃત્તિરૂપ છે એટલો સમિતિ ને ગુપ્તિમાં તફાવત છે.

૩ પરિષહ. મોક્ષમાર્ગમા સ્થિર થવા માટે અને કર્મની નિર્જરા માટે સમ્યક્ પ્રકારે સહન કરવા લાયક પરિષહ કહેવાય છે.

૪. યતિધર્મ. ક્રોધાદિ વિભાવ દશામાં પડતાં જીવને સ્વભાવમાં ધારણ કરવારૂપ ક્ષમાદિક દશ પ્રકારનો યતિધર્મ છે.

૫ ભાવના. સંવેગ અને વૈરાગ્યને માટે વિચારણા કરવી તે ભાવના.

૬. ચારિત્ર હિંસાદિ સાવદ્ય યોગ થકી વિરમી શુદ્ધ આત્મ સ્વરૂપમાં સ્થિરતા થવી તે ચારિત્ર.

તેમાં સમિતિ પાંચ પ્રકારે, ગુપ્તિ ત્રણ પ્રકારે, પરિષહ

બાવીશ પ્રકારે, યતિધર્મ દશ પ્રકારે, ભાવના બાર પ્રકારે અને ચારિત્ર પાંચ પ્રકારે છે. સર્વ મળીને સંવરતત્ત્વના સત્તાવન ભેદો થાય છે.

હવે સમિતિના પાંચ પ્રકાર અને ગુપ્તિના ત્રણ પ્રકારનું વર્ણન કરે છે—

**इरिया-भासे-सणा-ऽऽदाणे-उच्चारे समिईसु अ ।**
**मणगुत्ती वयगुत्ती कायगुत्ती तहेव य ॥२३॥**

[ईर्या-भाषा-एषणा-ऽऽदाने उच्चारे समितयश्च ॥
मनोगुप्तिः वचोगुप्तिः कायगुप्तिस्तथैव च ॥ ]

અર્થ—[ईर्या-भाषा-एषणा-ऽऽदाने] ઈર્યા-ગમન કરવામાં, ભાષા-બોલવામાં, એષણા-નિર્દોષ આહારાદિ ગ્રહણ કરવામાં, આદાને-કોઈ પણ વસ્તુ લેવા મૂકવામાં, તથા [उच्चारे] મલ-મૂત્રાદિકનો ત્યાગ કરવામાં [समितयश्च] સમ્યક્ પ્રવૃત્તિ તે સમિતિ, તે અનુક્રમે ૧ ઈર્યાસમિતિ, ૨ ભાષાસમિતિ ૩ એષણાસમિતિ, ૪ આદાનનિક્ષેપસમિતિ અને ૫ ઉચ્ચારસમિતિ અથવા ઉત્સર્ગસમિતિ કહેવાય છે [मनोगुप्ति] મનનો નિગ્રહ કરવો, [वचोगुप्ति] વચનનો નિગ્રહ કરવો, [तथैव च] તેમજ [कायगुप्तिः] કાયની પ્રવૃત્તિનો રોધ કરવો. (એ ત્રણ પ્રકારે ગુપ્તિ છે.)

**વિવેચન**—સાવધાનતાપૂર્વક પ્રવૃત્તિ કરવી તેને સમિતિ કહે છે. સમિતિ સમ્યક્ પ્રવૃત્તિરૂપે એક હોવા છતાં વિષયના ભેદથી તેના પાંચ પ્રકાર છે. જેમકે ગમન ક્રિયામાં સાવધાનતાપૂર્વક પ્રવૃત્તિ કરવી તે ઈર્યાસમિતિ, બોલવામાં ઉપયોગપૂર્વક પ્રવૃત્તિ કરવી તે ભાષાસ-

મિતિ, આહાર લેવામાં સમ્યક્ પ્રવૃત્તિ તે એષણાસમિતિ. જે જે ક્રિયામાં સાવધાનતા, આત્મજાગૃતિ કે ઉપયોગ હોય છે ત્યાં ત્યાં સમિતિ સંવરરૂપ છે, અને સાવધાનતા કે આત્મજાગૃતિ શિવાય બાહ્ય પ્રવૃત્તિ માત્ર હોય તો તે સમિતિ સંવરરૂપ નથી, કેમકે સંવરનો આત્મા શુદ્ધ ઉપયોગ છે.

૧. **ઇર્યાસમિતિ.** ઉપયોગપૂર્વક ઇર્યા–ગમન કરવામાં પ્રવૃત્તિ કરવી–એટલે યુગ માત્ર (સાડાત્રણ હાથ પ્રમાણ) ભૂમિને જોઈને કોઈ પણ ત્રસ કે સ્થાવર જીવની હિંસા ન થાય તેવી રીતે સાવધાનતાપૂર્વક ગમન કરવું તે ઇર્યાસમિતિ.

૨. **ભાષાસમિતિ.** બોલવામાં સાવધાનતાપૂર્વક પ્રવૃત્તિ કરવી–એટલે ઉપયોગપૂર્વક સત્ય, હિતકારક અને પરિમિત બોલવું તે ભાષાસમિતિ.

૩. **એષણાસમિતિ.** સાવધાનતાપૂર્વક દોષ રહિત આહારાદિક ગ્રહણ કરવામાં પ્રવૃત્તિ કરવી તે એષણાસમિત.

૪. **આદાનનિક્ષેપસમિતિ.** ઉપયોગપૂર્વક કોઈ પણ વસ્તુને આદાન એટલે ગ્રહણ કરવામાં અને નિક્ષેપ એટલે મુકવામાં પ્રવૃત્તિ કરવી, અર્થાત્ ચક્ષુ વડે જોઈને, પ્રમાર્જીને કોઇપણ જીવની હિંસા ન થાય તેમ વસ્તુને ગ્રહણ કરવી ને મૂકવી તે આદાનનિક્ષેપસમિતિ.

૫. **પારિષ્ઠાપનિકાસમિતિ.** ઉપયોગપૂર્વક મળ મૂત્રાદિક વસ્તુઓનો ત્યાગ કરવામાં પ્રવૃત્તિ કરવી, અર્થાત્ નિર્દોષ જંતુરહિત ભૂમિમાં કોઇપણ જીવની હિંસા ન

થાય તેવી રીતે મલ મૂત્રાદિકનો ત્યાગ કરવો તે પારિષ્ઠાપનિકાસમિતિ. તેને ઉત્સર્ગસમિતિ પણ કહે છે.

ગુપ્તિ સાવધાનતા—આત્મજાગૃતિપૂર્વક મન, વચન અને કાયાની પ્રવૃત્તિને સર્વથા રોકવી, અથવા અકુશલ (અપ્રશસ્ત) મન, વચન અને કાયાના વ્યાપારને રોકવા, અને કુશલ (પ્રશસ્ત) મન, વચન અને કાયાના વ્યાપારને વિષે પ્રવૃત્તિ કરવી તે ગુપ્તિ. તેના ત્રણ ભેદ છે—

૧ **મનોગુપ્તિ.** ઉપયોગપૂર્વક ક્રોધ, દ્રોહ, ઈર્ષ્યા વગેરે મનની અકુશલ પ્રવૃત્તિને રોકવી અને અક્રોધાદિરૂપ કુશલ પ્રવૃત્તિ કરવી, અથવા મનના વ્યાપારનો સર્વથા રોધ કરવો તે મનોગુપ્તિ.

૨. **વચનગુપ્તિ** ઉપયોગપૂર્વક અસત્ય, અહિતકારક અને અપરિમિત બોલવાનો ત્યાગ કરવો અને સત્ય હિતકારક અને પરિમિત બોલવું, અથવા સર્વથા વચનપ્રવૃત્તિને રોકવી તે વચનગુપ્તિ.

૩. **કાયગુપ્તિ.** ક્રોધ, દ્રોહ અને હિંસાદિ અકુશલ પ્રવૃત્તિનો ત્યાગ કરવો અને અક્રોધ, અદ્રોહ અને અહિંસાદિ કુશલ પ્રવૃત્તિ કરવી, અથવા સર્વથા કાયિક વ્યાપારનો ત્યાગ કરવો તે કાયગુપ્તિ.

શિષ્ય—હે ભગવન્ ! જો સમિતિ સમ્યક્ પ્રવૃત્તિરૂપ છે અને ગુપ્તિ પણ પ્રવૃત્તિરૂપ છે તો બન્નેમાં શો વિશેષ છે ?

ગુરુ—બાપુ ! સાંભળ, સમિતિ માત્ર સમ્યક્ પ્રવૃત્તિરૂપ છે અને ગુપ્તિ તો પ્રવૃત્તિ-નિવૃત્તિરૂપ છે.

હવે બાવીશ પરિષહો વર્ણવે છે—

खुहा पिवासा सी-उण्हं दंसा—चेला-रइ-त्थिओ।
चरिया निसीहिआ सिज्जा अक्कोस-वह-जायणा॥२३॥
अलाभ-रोग-तणफासा मल—सक्कार—परिसहा।
पन्ना—अन्नाण—सम्मत्तं इअ बावीस परिसहा॥२४॥

[ क्षुधा पिपासा शीतोष्णं दंशा—चेला—रति—स्त्रियः।
चर्या नैषेधिकी शय्या आक्रोश—वध—याचनाः॥
अलाभ—रोग—तृणस्पर्शाः मल—सत्कार परिषहाः॥
प्रज्ञा—ज्ञान—सम्यक्त्वमिति द्वाविंशतिः परिषहाः॥ ]

અર્થ—[ क्षुधा ] ક્ષુધાને સમભાવે સહન કરવી તે ૧ ક્ષુધાપરિસહ, [पिवासा] તરસને સમભાવે સહન કરવી, ૨ પિપાસાપરિષહ, [शीतोष्णं] શીતને સમભાવે સહન કરવી તે ૩ શીતપરિષહ અને ૪ ઉષ્ણપરિષહ-ગરમીને સમભાવે સહન કરવી, [ दंशा—चेला—रति—स्त्रियः] ૫ દંશપરિષહ-ડાંસ વગેરેની પીડાને સહન કરવી. ૬ અચેલપરિષહ-જીર્ણ વસ્ત્રને સદ્ભાવે અકલ્પનીય વસ્ત્રની ઇચ્છા ન કરવી, ૭ અરતિપરિષહ-સંયમને વિષે અરૂચિ ન કરવી, ૮ સ્ત્રીપરિષહ-સ્ત્રીને જોઇને કામવિકારથી ચલિત ન થવું.. [ चर्या ] ૯ ચર્યાપરિષહ-એક સ્થળે ન રહેતા નિરન્તર પ્રતિબંધરહિતપણે વિહાર કરવો, [ नैषेधिकी ] ૧૦ નૈષેધિકીપરિષહ-સ્ત્રીઆદિ રહિત વસતિમાં નિર્ભયપણે રહેવું, [ शय्या ] ૧૧ શય્યાપરિષહ-ઉંચી, નીચી ભૂમિમાં રહેતાં મનમાં ખેદ ન કરવો, [ आक्रोश—वध—याचनाः ] ૧૨ આક્રોશ પરિષહ-ગુસ્સો, તિરસ્કારને સહન કરવો, ૧૩ વધપરિષહ-પ્રહા-

ને સહન કરવો, ૧૪ યાચનાપરિષહ-દીનતા અને અભિમાનનો ત્યાગ કરી યાચના કરવી.

[ अलाभ-रोग-तृणस्पर्शाः ] ૧૫ અલાભપરિષહ-ઇચ્છિત વસ્તુ ન પ્રાપ્ત થાય તો પણ ખેદ ન કરવો, ૧૬ રોગપરિષહ-રોગની પીડા સમભાવે સહન કરવી, ૧૭ તૃણસ્પર્શપરિષહ-સંસ્થારામાં રહેલ તૃણના અગ્રભાગના સ્પર્શથી વેદના થાય તેને સહન કરવી, [ मल-सत्कारपरिषहाः ] ૧૮ મલપરિષહ-મેલથી ગ્લાનિ ન પામવી. ૧૯ સત્કારપરિષહ-સત્કાર થવાથી ગર્વ ન ધારણ કરવો, [ प्रज्ञा-ज्ञान-सम्यक्त्व ] ૨૦ પ્રજ્ઞાપરિષહ-પ્રજ્ઞાનો ગર્વ ન કરવો. ૨૧ અજ્ઞાનપરિષહ-અજ્ઞાનવડે ખેદ ન કરવો, ૨૨ સમ્યકત્વપરિષહ-જિનેશ્વરે કહેલાં જીવાદિ પદાર્થમાં સંદેહ ધારણ ન કરવો. [ इति ] એ પ્રમાણે [ द्वाविंशतिः परिषहाः] બાવીશ પરિષહો કહ્યા છે.

**વિવેચન**—આ ક્ષુધાદિક બાવીશ પરિષહો સમભાવે સહન કરવાથી મુનિ તેને જિતે છે તે પરિષહજય કહેવાય છે, તેથી તે ચારિત્ર માર્ગમાં સ્થિર થાય છે અને કર્મોની[1] નિર્જરા પણ કરે છે. સમ્યગ્દર્શનપરિષહ અને પ્રજ્ઞાપરિષહ ઉપર જય મેળવ્યાથી જૈન માર્ગમાં નિશ્ચલતા થાય છે અને તે શિવાયના બીજા પરિષહો ઉપર જય મેળવ્યાથી કર્મની નિર્જરા થાય છે. જો પરિષહો સમભાવે સહન ન કરે અને રાગ-દ્વેષ કરે તો પરિષહ... નથી, તેથી માર્ગમાં અનિશ્ચલતા થાય છે, અને કર્મની નિર્જરા ન થતાં કર્મનો બંધ થાય છે.

1 मार्गाच्यवननिर्जरार्थं परिपोढव्याः परिषहाः। (तत्त्वा० ९-८) સમ્યગ્દર્શનાદિરૂપ મોક્ષમાર્ગમા સ્થિરતા માટે અને કર્મની નિર્જરા માટે સહન કરવા યોગ્ય પરિષહો છે.

અહિં નિષધા શબ્દ સ્થાનનો વાચક છે અને નૈષિધિકી-શબ્દ પણ સ્ત્રી, પશુ અને નપુંસક વર્જિત સ્થાનનો વાચક છે.

૧૧. શય્યાપરિષહ. શય્યા એટલે વસતિ, કોમળ અથવા કઠીન, ઉંચી અને નીચી ભૂમિને વિષે શયન કરતા સાધુને પીડા થાય તો પણ તે ખેદ ન પામે તે શય્યાપરિષહ.

૧૨. આક્રોશપરિષહ. કોઈ પુરુષ સાધુને અનિષ્ટ અને કઠોર વચનો કહે કે તિરસ્કાર કરે તોપણ સાધુ તેના ઉપર ક્રોધ ન કરે, પણ તેને સમ્યક્ પ્રકારે સહન કરે તે આક્રોશપરિષહ.

૧૩. વધપરિષહ. વધ એટલે તાડન કરવું, અથવા મારવું, કોઇ દુરાત્મા મુનિને તાડન કરે, મારે તો પણ સાધુ 'આ સ્વકર્મનું ફળ છે, શરીર અવશ્ય વિનશ્વર છે અને આત્મા નિત્ય છે'–એમ વિચારી તેને સમભાવપૂર્વક સહન કરે તે વધપરિષહ.

૧૪. યાચનાપરિષહ. મુનિ પ્રાણનો નાશ થાય તોપણ આહારાદિક મેળવવાને માટે દીનવૃત્તિ ન ધારણ કરે, તેમ અભિમાન પણ ન રાખે, પણ દીનતા અને અભિમાન ત્યજી શરીરનિર્વાહ માટે આહારાદિ વસ્તુની યાચના કરે તે યાચનાપરિષહ.

૧૫. અલાભપરિષહ. મુનિ યાચના કરવા છતાં પણ ઇષ્ટ વસ્તુનો લાભ ન થાય તો ખિન્ન ન થાય પરન્તુ 'લાભ કરતાં અલાભ એ પરમ તપ છે', એમ ધારી સંતોષ ધારણ કરે તે અલાભપરિષહ.

૧૬. રોગપરિષહ. સાધુને જ્વર–અતિસારાદિ રોગો

પ્રાપ્ત થાય, તોપણ તેથી ઉદ્વેગ ધારણ ન કરે પણ રોગના દુઃખને સમભાવ પૂર્વક સહન કરે તે રોગપરિષહ.

૧૭. **તૃણસ્પર્શપરિષહ.** ડાભાદિના સંસ્તારકમાં રહેલા તૃણાદિના તીક્ષ્ણ અને અગ્ર ભાગનો સ્પર્શ થાય તો પણ મુનિ દુઃખ ન માનતાં તેને સમભાવપૂર્વક સહન કરે તે તૃણસ્પર્શપરિષહ.

૧૮. **મલપરિષહ.** ઉનાળામાં પરસેવો થવાથી અને ધૂળ લાગવાથી શરીર મલીન થાય તોપણ મુનિ ઉદ્વેગ ન ધારણ કરે અને સ્નાનાદિની ઇચ્છા પણ ન કરે તે મલપરિષહ.

૧૯. **સત્કારપરિષહ.** વિદ્વાન સાધુઓનો પ્રણામ, ભક્તિ તથા અન્ન-પાનાદિકવડે કોઇ સત્કાર કરે તો પણ માન અને અપમાનને વિષે સમવૃત્તિવાળો સાધુ ગર્વ ન ધારણ કરે, તેમજ કોઇ સત્કાર ન કરે તો પણ ખેદ ન પામે તે સત્કારપરિષહ.

૨૦. **પ્રજ્ઞાપરિષહ.** સાધુ પ્રજ્ઞાવાળા-પ્રતિભાવાળા હોય તો પણ તે પોતાની પ્રજ્ઞાનો ગર્વ ધારણ ન કરે, તેમજ પ્રજ્ઞારહિત હોય તોપણ 'હું મૂર્ખ છું, સર્વના તિરસ્કારનું પાત્ર છું', એવો ખેદ ન ધારણ કરે તે પ્રજ્ઞાપરિષહ.

૨૧. **અજ્ઞાનપરિષહ.** ચઉદ પૂર્વાદિ વિશિષ્ટ શ્રુતજ્ઞાનને ધારણ કરનાર મુનિ પોતાના જ્ઞાનનો ગર્વ ધારણ ન કરે, તેમજ આગમજ્ઞાન રહિત મુનિ 'નિરક્ષર એવા મને ધિક્કાર હો', એવો ખેદ પણ ન ધારણ કરે તે અજ્ઞાનપરિષહ, કવચિત્ તેને બદલે "જ્ઞાનપરિષહ" કહ્યો છે.

૨૨. **સમ્યગ્દર્શનપરિષહ.** શાસ્ત્રને વિષે કહેલા

શિષ્ય–હે ભગવન્! પરિષહો ઉપર જય મેળવ્યાથી જો કર્મની નિર્જરા થાય તો તેને નિર્જરા તત્ત્વમાં ગણવા જોઈએ, સંવર તત્ત્વમાં કેમ ગણના કરી?

ગુરુ-આયુ! તારી શંકા ઉચિત છે, પરન્તુ સંવર અને નિર્જરા તત્ત્વ ભિન્ન નથી, એકજ તત્ત્વની બે બાજુઓ છે. આત્માનો શુદ્ધ પરિણામ સંવર અને નિર્જરા રૂપ છે તેમાં આસ્રવનો રોધ કરવારૂપ બાજુને સંવર અને કર્મની નિર્જરારૂપ બાજુને નિર્જરા કહેવાય છે. આસ્રવરોધનું પ્રાધાન્ય ગણી એકજ પરિણામને:સંવર અને કર્મનિર્જરાને પ્રાધાન્ય ગણી તેજ પરિણામને નિર્જરા કહેવાય છે.

૧. ક્ષુધાપરિષહ. ક્ષુધાની તીવ્ર વેદના થવા છતાં પણ મુનિ નિર્દોષ આહાર ન મળે તો સદોષ આહારને ન ઈચ્છે અને ક્ષુધાની તીવ્ર વેદનાને સમભાવે સહન કરે તે ક્ષુધાપરિષહ.

૨. પિપાસાપરિષહ. સખત તૃષા લાગવા છતાં પણ મુનિ સચિત્ત પાણી કે સદોષ પાણીની ઇચ્છા ન કરે, પરન્તુ તૃષાને સમભાવે સહન કરે તે પિપાસાપરિષહ.

૩. શીતપરિષહ. અત્યન્ત શીત પડવા છતાં પણ મુનિ પોતાને ન કલ્પે તેવા વસ્ત્રની ઇચ્છા ન કરે, તેમ અગ્નિ વડે તાપવાની ઇચ્છા પણ ન કરે પરન્તુ શીતની વેદનાને સમભાવપૂર્વક સહન કરે.

૪. ઉષ્ણપરિષહ. સખત ઉનાળામાં અત્યન્ત ગરમી લાગે તો પણ મુનિ સ્નાનાદિકની ઇચ્છા ન કરે, પરન્તુ ગરમીને સમભાવપૂર્વક સહન કરે તે ઉષ્ણપરિષહ.

**૫. દંશ-મશકપરિષહ.** અનેક પ્રકારના ડાંશ અને મચ્છર વગેરે જીવો મુનિને પીડા કરે તોપણ તેથી મુનિ ખિન્ન ન થાય, પરન્તુ તેને સમભાવપૂર્વક સહન કરે તે દંશ-મશકપરિષહ.

**૬. અચેલકપરિષહ.** મુનિ નિર્દોષ, જીર્ણ અને તુચ્છ વસ્ત્રને સંયમના નિર્વાહ માટે અને લજ્જાને માટે ધારણ કરે, પરન્તુ સદોષ મહામૂલ્ય વસ્ત્રોની ઇચ્છા ન કરે તે અચેલકપરિષહ.

**૭. અરતિપરિષહ.** ક્ષુધાદિકની પીડાથી, ઇન્દ્રિયના દુર્જયપણાથી, અને મહા વ્રતના પરિપાલનના કષ્ટથી સંયમને વિષે અરતિ-અરુચિ ઉત્પન્ન થાય તો મુનિ ધૈર્યથી તેને દૂર કરે તે અરતિપરિષહ.

**૮. સ્ત્રીપરિષહ.** મુનિ સ્ત્રીઓના મનોહર રૂપ, શૃંગાર અને હાવભાવથી ચારિત્ર માર્ગમાં ચલિત ન થાય અને તેને વિષે આસક્તિ ધારણ ન કરે તે સ્ત્રીપરિષહ.

**૯. ચર્યાપરિષહ.** મુનિ એક સ્થાને નિયત વાસ ન કરે, પરન્તુ આળસનો ત્યાગ કરીને અસંગપણે ગ્રામાનુગ્રામ વિહાર કરે તે ચર્યાપરિષહ.

**૧૦. નૈષેધિકીપરિષહ.** સ્ત્રી, પશુ અને નપુસક વર્જિત સ્થાનને વિષે રહેતા કોઇ ઉપસર્ગો પ્રાપ્ત થાય તોપણ તેથી ભયભીત ન થતાં તેને સમભાવપૂર્વક સહન કરે તે નૈષેધિકી પરિષહ, અથવા સ્મશાન, ઉદ્યાન, પર્વત અને શૂન્ય સ્થાનકને વિષે રહેતા સાધુને ઉપસર્ગો થાય તોપણ તેથી તે ચલિત ન થાય તે નિષદ્યાપરિષહ.

જીવાદિક સૂક્ષ્મ પદાર્થો બુદ્ધિ ગમ્ય ન થાય તોપણ તેને વિષે સંદેહ ધારણ ન કરે, પરન્તુ 'જિનો કદિ અન્યથા બોલતા નથી', એમ સમજી સંદેહને દૂર કરે તે સમ્યગ્દર્શનપરિષહ.

**પરિષહોને વિષે કર્મનો ઉદય.** ક્ષુધા, પિપાસા, શીત, ઉષ્ણ, દંશમશક, ચર્યા, શય્યા, મલ, વધ, રોગ, અને તૃણસ્પર્શ એ અગીયાર પરિષહો વેદનીય કર્મના ઉદયથી થાય છે. પ્રજ્ઞા અને અજ્ઞાનપરિષહ જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી થાય છે. સમ્યગ્દર્શન પરિષહ દર્શનમોહનીય કર્મના ઉદયથી થાય છે. આક્રોશ, અરતિ, સ્ત્રી, નૈષેધિકી, અચેલક, યાચના અને સત્કારપરિષહ ચારિત્ર મોહનીય કર્મના ઉદયથી થાય છે, તેમાં ક્રોધના ઉદયથી આંક્રોશપરિષહ થાય છે, અરતિ મોહનીય કર્મના ઉદયથી અરતિપરિષહ થાય છે, પુરુષવેદના ઉદયથી સ્રીપરિષહ થાય છે, ભયમોહનીય કર્મના ઉદયથી નૈષેધિકીપરિષહ થાય છે, માનના ઉદયથી યાચનાપરિષહ થાય છે, લોભના ઉદયથી સત્કારપરિષહ થાય છે, અને લાભાન્તરાય કર્મના ઉદયથી અલાભપરિષહ થાય છે.

**એક સમયે પરિષહો** આ બાવીશ પરિષહ માંહેના શીત અને ઉષ્ણ તથા ચર્યા અને નિષધપરિષહ પરસ્પર વિરોધી હોવાથી એક સાથે હોતા નથી, તેથી એક સમયે વીશ પરિષહ હોય છે. જે સમયે શીત પરિષહને વેદે છે તે સમયે ઉષ્ણ પરિષહ હોતો નથી, અને જ્યારે ઉષ્ણ પરિષહને વેદેછે તે સમયે શીત પરિષહ હોતો નથી, તેમ ચર્યા અને નિષદ્યાપરિષહ પણ એક સમયે હોતા નથી

**અનુકૂલ અને પ્રતિકૂલ પરિષહો.** આ પરિષહોમાં સ્ત્રી, પ્રજ્ઞા અને સત્કાર એ ત્રણ અનુકૂલ પરિષહો છે, અને બાકીના ઓગણીશ પરિષહો પ્રતિકૂલ છે. અનુકૂલરૂપે એટલે ચિત્તને ક્ષોભ કર્યા શિવાય વેદાય તે અનુકૂલપરિષહો, અને જે પ્રતિકૂલરૂપે વેદાય એટલે ચિત્તને ક્ષોભ ઉત્પન્ન કરે તે પ્રતિકૂલ પરિષહો કહેવાય છે.

**શીત અને ઉષ્ણપરિષહ.** સ્ત્રી અને સત્કારપરિષહ-રતિ ( રાગ ) ઉત્પન્ન કરતા હોવાથી શીતપરિષહ, અને તે શિવાય બાકીના દ્વેષ કે ક્ષોભ ઉત્પન્ન કરતા હોવાથી ઉષ્ણ-પરિષહ [1]કહેવાય છે.

દશ યતિધર્મનું વર્ણન કરે છે—

**खंती मद्दव अज्जव मुत्ती तवसंजमे अ वोद्धव्वे।**
**सच्चं सोअं आकिंचणं च बंभं च जइधम्मो ॥२९॥**

[क्षान्तिः मार्दवं आर्जवं मुक्तिः तपः संयमश्च वोद्धव्यः।
सत्यं शौचं आकिंचन्यं च ब्रह्म च यतिधर्मः ॥ ]

અર્થ—[ क्षान्तिः ] ક્ષમાધર્મ, [ मार्दवं ] માનનો ત્યાગ, [आर्जवं] માયાનો ત્યાગ, સરલતા, [मुक्तिः] નિર્લોભતા, [तपः]

---

૧ નવમાં અનિવૃત્તિબાદર ગુણસ્થાનક સુધી બાવીશ પરિષહો હોય છે. અને તેરમા ગુણસ્થાનકે વેદનીય કર્મથી ઉત્પન્ન થયેલા અગીયાર પરિષહો હોય છે. દશમાં સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે અગીયારમા ઉપશાંતમોહ ગુણસ્થાનકે અને બારમા ક્ષીણમોહ ગુણસ્થાનકે પૂર્વોક્ત અગીયાર પરિષહોમાં પ્રજ્ઞા, અજ્ઞાન અને અલાભપરિષહ જોડતાં ચૌદ પરિષહો હોય છે.

તપ-ઇચ્છાઓનો નિરોધ, [संयमश्च] ઇન્દ્રિયાદિનો નિગ્રહ, [सत्यं] સત્ય, [ शौचं ] પવિત્રતા, વ્રતાદિમાં દોષનો ત્યાગ કરવો, [आकिंचन्यं च] બાહ્ય અને અભ્યન્તર પરિગ્રહનો ત્યાગ,[ब्रह्म च] અને બ્રહ્મચર્ય એ [यतिधर्मः] યતિધર્મ [ बोद्धव्यः ] જાણવા યોગ્ય છે.

વિવેચન—મુનિને વિશેષે કરીને પાલન કરવા લાયક દશ પ્રકારના યતિધર્મો છે.

૧. ક્ષમા. ક્રોધનો અભાવ-એટલે ક્રોધ ને ઉત્પન્ન થવા ન દેવો અથવા ઉત્પન્ન થયો હોય તો વિવેકવડે તેને નિષ્ફલ કરવો તે ક્ષમાધર્મ.

૨. માર્દવ. માનનો ત્યાગ કરવો, અથવા માન કષાય વડે ઉત્પન્ન થતા જાત્યાદિ મદનો નિગ્રહ કરવો તે માર્દવ ધર્મ.

૩. આર્જવ. માયાનો ત્યાગ, અથવા મન, વચન અને કાયાની એકતા તે આર્જવ ધર્મ.

૪. મુક્તિ. મુક્તિ-નિર્લોભિતા, અથવા બાહ્ય પરિગ્રહને વિષે મૂર્છાનો ત્યાગ કરવો તે મુક્તિધર્મ.

૫. તપ. ઇચ્છાઓનો નિરોધ કરવો તે તપધર્મ.

૬. સંયમ. ઇન્દ્રિય અને કષાયાદિ ઉપર જય મેળવવો તે સંયમ. તેના [1]સત્તર પ્રકાર છે—પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ, પાંચ અવ્રતનો ત્યાગ, ચાર કષાયનો જય, અને મન, વચન અને કાયાની વિરતિ.

૭. સત્ય. યથાર્થ હિતકારક અને પરિમિત બોલવું

---

૧. બીજી રીતે પણ સંયમના પૃથિવીકાયસંયમ, અપ્કાયસંયમ ઈત્યાદિ સત્તર પ્રકાર કહ્યા છે. (નવતત્ત્વ ભાષ્ય.)

તે સત્યધર્મ. મન, વચન ને કાયાના યોગની એકતા અને સરળતા વડે કરીને સત્ય ધર્મ સાધી શકાય છે.

૮. શૌચ. અંતઃકરણની પવિત્રતા અથવા ચોરીનો ત્યાગ કરવો તે શૌચધર્મ.

૯. આકિંચન્ય. સર્વ પ્રકારના પરિગ્રહનો ત્યાગ કરવો તે આકિંચન્યધર્મ. અર્થાત્ મમત્વ બુદ્ધિનો ત્યાગ કરવો તે આકિંચન્ય.

૧૦. બ્રહ્મચર્ય. વિષય વાસનાનો ત્યાગ કરી વિષયેન્દ્રિયનો અથવા સર્વ ઈન્દ્રિયોનો સંયમ કરવો તે બ્રહ્મચર્ય ધર્મ.

એ પૂર્વોક્ત દશ પ્રકારના યતિધર્મના પાલનથી આસ્રવનો રોધ થાય છે માટે તે સંવરરૂપ છે.

બાર ભાવનાઓનું વર્ણન કરે છે—

**पढममणिच्चमसरणं संसारो एगया य अन्नत्तं ।**
**असुइत्तं आसव संवरो य तह णिज्जरा नवमी२७॥**
**लोगसहावो वोहिदुल्लहा धम्मस्स साहगा अरिहा ।**
**एआओ भावणाओ भावेअव्वा पयत्तेणं ॥ २८ ॥**

[ प्रथममनित्यमशरणं संसार एकता च अन्यत्वम् ।
अशुचित्वं आस्रवः संवरश्च तथा निर्जरा नवमी ॥
लोकस्वभावो वोधिः दुर्लभा च धर्मस्य साधका अर्हन्तः ।
एता भावना भावयितव्याः प्रयत्नेन ॥

અર્થ—[ प्रथमं ] પહેલી [ अनित्यं ] ૧ અનિત્યભાવના, [ अशरणं ] ૨ અશરણભાવના, [ संसारः ] ૩ સંસારભાવના, [ एकता च ] ૪ એકત્વભાવના, [ अन्यत्व ] ૫ અન્યત્વભાવના, [ अशुचित्वं ] ૬ અશુચિભાવના, [ आस्रवः ] ૭ આસ્રવભાવના, [ संवरश्च ] ૮ સંવરભાવના, [ तथा ] તેમજ [ नवमी निर्जरा ] ૯ નવમી નિર્જરાભાવના, [ लोकस्वभावः ] ૧૦ લોકસ્વભાવ ભાવના, [ बोधिः दुर्लभा च ] ૧૧ બોધિદુર્લભ ભાવના, [ धर्मस्य साधकाः ] ૧૨ (ધર્મભાવના) ધર્મના સાધનારા [ अर्हन्तः ] અરિહંતાદિક (દુર્લભ) છે. [ एताः ] એ ભાવનાઓ [ प्रयत्नेन ] પ્રયત્નવડે [ भावयितव्याः ] ભાવવી.

૧. અનિત્યભાવના. આ સંસારમાં સર્વ પદાર્થો અનિત્ય છે; જીવિત, યૌવન અને ઇષ્ટ સંયોગાદિ પાણીના પરપોટાની પેઠે અસ્થિર છે-એવો વિચાર કરવો તે અનિત્યભાવના.

૨. અશરણભાવના. સિંહવડે પકડાયેલાં મૃગનાં બચ્ચાંની પેઠે જરા, મૃત્યુ અને રોગથી પીડિત પ્રાણીને આ સંસારમાં કોઈપણ શરણ નથી—એવો વિચાર કરવો તે અશરણભાવના.

૩. સંસારભાવના. અનાદિ કર્મ સંતાનવડે બંધાએલા પ્રાણીઓ નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિમાં ભ્રમણ કરે છે; એક ઉત્પન્ન થાય છે અને એક વિનાશ પામે છે ઇત્યાદિ સંસારના વિચિત્ર સ્વરૂપનો વિચાર કરવો તે સંસારભાવના.

૪. એકત્વભાવના. આ જીવ એકલોજ જન્મે છે

અને એકલોજ મરણ પામે છે, એકલોજ કર્મ ઉપાર્જન કરે છે અને એકલોજ જન્મ અને મરણાદિની મહાદુઃખ પરંપરાને અનુભવે છે. વાસ્તવિક રીતે તેનો કોઈ શત્રુ કે મિત્ર નથી–એવો વિચાર કરવો તે એકત્વભાવના.

**૫. અન્યત્વભાવના.** આત્મા શરીરાદિ બાહ્ય પદાર્થોથી ભિન્ન છે, શરીરાદિ જડ પદાર્થ છે અને આત્મા ચૈતન્ય સ્વરૂપ છે. એ પ્રમાણે શરીરાદિથી આત્માના અન્યપણાનો વિચાર કરવો તે અન્યત્વભાવના.

**૬. અશુચિત્વભાવના.** આ શરીર અત્યંત અપવિત્ર છે, અને તે રસ, રૂધિર, માંસ, મેદ, મજ્જા, અસ્થિ અને વીર્યરૂપ અપવિત્ર પદાર્થથી બનેલું છે, તેમાંથી હંમેશાં અપવિત્ર પદાર્થો નિકળ્યાજ કરે છે–ઇત્યાદિ વિચાર કરવો તે અશુચિભાવના.

**૭. આસ્રવભાવના.** મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગરૂપ કર્મબંધના હેતુઓ છે, અને તે દ્વારા શુભાશુભ કર્મ આવે છે. આસ્રવ એ સંસારનું મૂળ કારણ છે–ઇત્યાદિ વિચાર કરવો તે આસ્રવભાવના.

**૮. સંવરભાવના.** આસ્રવનો રોધ કરવો તે સંવર. અને તે સમિતિ, ગુપ્તિ, યતિધર્મ, ભાવના અને ચારિત્રરૂપ છે. સંવરવડે કર્મ આવવાના દ્વાર બન્ધ થાય છે–ઇત્યાદિ વિચાર કરવો તે સંવરભાવના,

**૯. નિર્જરાભાવના.** બાર પ્રકારના તપવડે કરીને પૂર્વ સંચિત એવા નિકાચિત કર્મોનો પણ ક્ષય થાય છે.

નિર્જરાના સકામ અને અકામ એ બે પ્રકાર છે. તેમાં સમ્યક્ જ્ઞાનપૂર્વક મહાવ્રતને ધારણ કરનાર સાધુઓને સકામ નિર્જરા હોય છે, અને અજ્ઞાનપૂર્વક ભૂખ, તરસ, ટાઢ, તાપ ઇત્યાદિ કષ્ટ સહન કરનારને અકામ નિર્જરા હોય છે.

૧૦. **લોકસ્વભાવભાવના.** આ લોક ધર્માસ્તિકાયાદિ છ દ્રવ્યોવડે પરિપૂર્ણ છે. અને તે ચૌદ રજ્જુપ્રમાણ છે, તેમાં ઊર્ધ્વ લોક કંઇક ન્યૂન સાત રજ્જુ પ્રમાણ છે, અધોલોક કાંઇક અધિક સાત રજ્જુપ્રમાણ છે, અને તિર્યગ્લોક અઢારસો યોજનપ્રમાણ છે. તેનો આકાર કેડે હાથ દઇને, પહોળા પગ કરીને ઉભા રહેલા પુરુષના સમાન છે–ઇત્યાદિ લોકના સ્વરૂપનો વિચાર કરવો તે લોકસ્વભાવભાવના.

૧૧. **બોધિદુર્લભભાવના.** આ દુઃખરૂપ સંસારસમુદ્રમાં એકેન્દ્રિયાદિ સ્થાનોને વિષે ભ્રમણ કરતા જીવને મનુષ્યાદિ સામગ્રી પ્રાપ્તિ થયે છતે મિથ્યાત્વાદિના યોગથી સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થવી અત્યન્ત દુર્લભ છે–ઇત્યાદિ વિચાર કરવો તે બોધિદુર્લભભાવના.

૧૨. **ધર્મભાવના.** આ દુરન્ત સંસાર સમુદ્રમાં પ્રવહણ સમાન વીતરાગ પ્રણીત શુદ્ધ ધર્મની પ્રાપ્તિ થવી, તેમજ ધર્મના સાધક અરિહંતાદિની પ્રાપ્તિ થવી અતિ દુર્લભ છે–ઇત્યાદિ વિચાર કરવો તે ધર્મભાવના.[1]

આ ભાવનાનો વિચાર કરવાથી શરીરાદિ બાહ્ય પદાર્થ ઉપરથી આસક્તિ ઘટે છે અને વૈરાગ્ય પ્રાપ્ત થાય છે.

---

૧.આ બાર ભાવના શિવાય મૈત્ર્યાદિ બીજી ચાર ભાવના છે.

હવે ચારિત્રના પાંચ ભેદ દર્શાવે છે—

सामाइअत्थ पढमं छेओवट्ठावणं भवे वीअं ।
परिहारविसुद्धिअं सुहुमं तह संपरायं च ॥२९॥
तत्तो अ अहक्खायं खायं सव्वंमि जीवलोगंमि ।
जं चरिऊण सुविहिया वच्चंति अयरामरं ठाणं॥३०॥

[ सामायिकमत्र प्रथमं छेदोपस्थानं भवेद् द्वितीयं ।
परिहारविशुद्धिकं सूक्ष्मं तथा संपरायं च ॥
ततश्च यथाख्यातं ख्यातं सर्वस्मिन् जीवलोके ।
यत् चरित्वा सुविहिता व्रजन्ति अजरामरं स्थानम् ॥ ]

અર્થ—[ अत्र ] અહિં [ प्रथमं ] પહેલું [ सामायिकं ] સામાયિક ચારિત્ર છે, [ द्वितीयं ] બીજું [ छेदोपस्थापनं] છેદોપસ્થાપનીય ચારિત્ર છે, [ परिहारविशुद्धिकं ] પછી પરિહારવિશુદ્ધિ ચારિત્ર, [ तथा ] અને [ सूक्ष्मं संपरायं ] .સૂક્ષ્મસંપરાય ચારિત્ર છે.

[ ततश्च ] અને ત્યાર પછી [ यथाख्यात ] યથાખ્યાત ચારિત્ર [ सर्वस्मिन् जीवलोके ] સર્વ જીવ લોકમાં [ ख्यातं ]

— ૧ મૈત્રી, ૨ પ્રમોદ, ૩ કારણ્ય અને ૪ માધ્યસ્થભાવના. ૧ સર્વ જીવોને વિષે મૈત્રીભાવના, ગુણવાન્ મનુષ્યોને વિષે પ્રમોદભાવના, દુઃખી પ્રાણીને વિષે કારુણ્યભાવના, અને અવિનય-મૂઢ, નહિ સમજી શકે તેવા પ્રાણીઓને વિષે માધ્યસ્થ ભાવના. જુઓ " मैत्रीप्रमोद-कारुण्य-माध्यस्थभावनाः सत्त्वगुणाधिकक्लिश्यमानाविनेयेषु ( तत्त्वा० ७-६ ).

પ્રસિદ્ધ છે, [ यत् ] જેને [ चारित्वा ] આચરી-પાળી [सुविहिताः] શાસ્ત્રાનુસારે વર્તનારા સાધુઓ [ अजरामरं स्थानं ] જરા અને મરણ રહિત સ્થાનને [ મોક્ષને ] [ व्रजन्ति ] પામે છે.

વિવેચન–ચારિત્રમોહનીય કર્મના ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમથી પ્રગટ થયેલો આત્માનો શુદ્ધ સ્વભાવ તે ચારિત્ર, તેના પાંચ પ્રકાર છે—

૧. **સામાયિક ચારિત્ર.** સમ–સમભાવનો, આય–લાભ, હિંસાદિ સાવદ્ય ( અશુભ ) યોગનો ત્યાગ કરી અહિંસાદિ મહાવ્રતોનો સ્વીકાર કરવો તે સામાયિક ચારિત્ર. તે પ્રથમ અને છેલ્લા તીર્થંકરના તીર્થમાં થોડા કાળને માટે હોય છે. કારણ કે પ્રથમ દીક્ષા–સામાયિકચારિત્ર અંગીકાર કર્યા પછી [1]શસ્ત્રપરિજ્ઞાદિ અધ્યયન પૂરૂં થયા બાદ છેદોપસ્થાપનીય ચારિત્ર–ફરી દીક્ષા આપવામાં આવે છે, અને પછી, તેની ' સામાયિક ચારિત્ર ' એવી સંજ્ઞા રહેતી નથી. મધ્યમ બાવીશ તીર્થંકરના તીર્થમાં યાવજ્જીવ સામાયિક ચારિત્ર હોય છે. તેથી તેઓને છેદોપસ્થાપનીય ચારિત્ર હોતું નથી.

૨. **છેદોપસ્થાપનીયચારિત્ર.** પૂર્વના સામાયિક ચારિત્રના સદોષ કે નિર્દોષ પર્યાયનો છેદ કરીને ઉપસ્થાપન–પુનઃ દીક્ષા લેવી, વિશુદ્ધ મહાવ્રતોને અંગીકાર કરવા તે છેદોપસ્થાપનીય ચારિત્ર કહેવાય છે. તેના સાતિચાર અને નિરતિચાર એ બે પ્રકાર છે. તેમાં જેણે મહાવ્રતોનો મૂલથી ભંગ કર્યો હોય તેને પુનઃ મહાવ્રતો આપવામાં આવે તે સાતિચાર છેદોપસ્થાપનીય, અને પ્રથમ દીક્ષિત સાધુ જ્યારે શસ્ત્રપરિજ્ઞા અધ્યયન ભણ્યા પછી પુનઃ દીક્ષા ગ્રહણ

૧. આચારાંગસૂત્રનું પ્રથમ શસ્ત્રપરિજ્ઞા અધ્યયન છે.

કરે, અથવા મધ્યમ તીર્થંકરના તીર્થના સાધુ છેલ્લા તીર્થંકરના તીર્થમાં આવી ચાર મહાવ્રત ધર્મને છોડીને પાંચ મહાવ્રત ધર્મને અંગીકાર કરે ત્યારે તેને નિરતિચાર છેદોપસ્થાપનીય ચારિત્ર હોય છે.

૩. પરિહારવિશુદ્ધિ. જેમાં પરિહાર–તપવિશેષવડે વિશુદ્ધ થાય તે પરિહારવિશુદ્ધિ ચારિત્ર. તેનો ક્રમ આ પ્રમાણે છે–પરિહારવિશુદ્ધિ ચારિત્રને અંગીકાર કરનારા નવ સાધુઓનો એક ગચ્છ હોય છે, તેમાં ચાર તપ કરનારા, ચાર વૈયાવૃત્ત્ય ( સેવા ) કરનારા અને એક વાચનાચાર્ય હોય છે. તપ કરનારા સાધુઓ ગ્રીષ્મકાલને વિષે જઘન્ય ચતુર્થભક્ત ( એક ઉપવાસ ), મધ્યમ ષષ્ઠભક્ત ( બે ઉપવાસ ) અને ઉત્કૃષ્ટ અષ્ટમભક્ત ( ત્રણ ઉપવાસ ) કરે છે. શિશિરઋતુમાં જઘન્ય ષષ્ઠભક્ત, મધ્યમ અષ્ટમભક્ત અને ઉત્કૃષ્ટ દશમભક્ત ( ચાર ઉપવાસ ), તથા વર્ષાકાલમાં જઘન્ય અષ્ટમભક્ત, મધ્યમ દશમભક્ત, અને ઉત્કૃષ્ટ દ્વાદશભક્ત ( પાંચ ઉપવાસ ) કરે છે, અને પારણાને વિષે આયંબિલ કરે છે. વૈયાવૃત્ય કરનારા અને વાચનાચાર્ય પણ હમેશાં આયંબિલ કરે છે. એ પ્રમાણે તપ કરનારા છ માસ સુધી તપ કરે છે, અને ત્યાર પછી તેઓ વૈયાવૃત્ત્ય કરે છે, અને વૈયાવૃત્ત્ય કરનારા પણ પૂર્વે કહ્યા પ્રમાણે છ માસ પર્યન્ત તપ કરે છે. ત્યાર પછી વાચનાચાર્ય પણ છ માસ સુધી તપ કરે છે, અને તેમાંના કોઇ પણ એક સાધુ વાચનાચાર્ય થાય છે. બાકીના બધા સાધુઓ તપ કરનાર–વાચનાચાર્યનું વૈયાવૃત્ત્ય કરે છે. એ પ્રમાણે

અઢાર માસનો કલ્પ પૂર્ણ કરીને કેટલાએક સાધુઓ પુનઃ તેજ પરિહારવિશુદ્ધિ ચારિત્રને સ્વીકારે છે, કેટલાએક [1]જિનકલ્પને સ્વીકારે છે, અને કેટલાએક ગચ્છમાં આવે છે. તેમાં તુરતજ જિનકલ્પને સ્વીકારનારા યાવત્કથિક પરિહારવિશુદ્ધિક અને બીજા ઇત્વરકથિક કહેવાય છે. પરિહારવિશુદ્ધિ ચારિત્રના બે પ્રકાર છે–નિર્વિશમાનક, અને નિર્વિષ્ટકાયિક. જેઓ તપ કરે છે તે નિર્વિશમાનક અને જેઓ તપ કરીને વેયાવચ્ચ કરે છે તે નિર્વિષ્ટકાયિક કહેવાય છે. આ ચારિત્ર તીર્થંકર પાસે અથવા તીર્થંકરના હસ્તદીક્ષિત

---

૧. જિનકલ્પ—જિન–તિર્થંકરના જેવો કલ્પ–આચાર હોય તેને જિનકલ્પ કહે છે, અને તે જિનકલ્પને સ્વીકારનાર મુનિઓ જિનકલ્પિક કહેવાય છે. તેના બે પ્રકાર છે–પાણિપાત્રભોજી અને પાત્રભોજી. પ્રત્યેકના વસ્ત્રસહિત અને વસ્ત્રરહિત એમ બબ્બે ભેદ છે. તેમાં પાણિપાત્ર અને વસ્ત્રરહિત જિનકલ્પિકને મુહપત્તિ અને રજોહરણ એ બે ઉપકરણ હોય છે. તેમાં જે વસ્ત્રસહિત જિનકલ્પિક હોય છે તેને એક, બે કે ત્રણ વસ્ત્રસહિત ત્રણ ચાર કે પાચ ઉપકરણ હોય છે. વળી જે પાત્રભોજી અને વસ્ત્રરહિત જિનકલ્પિક હોય છે તેઓને મુહપત્તિ, રજોહરણ અને પાત્રને લગતાં સાત ઉપકરણો મળીને નવ ઉપકરણો હોય છે જે પાત્રભોજી અને વસ્ત્રસહિત જિનકલ્પિક મુનિ છે તેઓને રજોહરણ, મુહપત્તિ, પાત્રને લગતાં સાત ઉપકરણ અને એક વસ્ત્ર મળીને દશ ઉપકરણો હોય છે, બે વસ્ત્રો હોય તો અગીયાર અને ત્રણ વસ્ત્રો હોય તો બાર ઉપકરણો હોય છે. તેમા વસ્ત્રરહિત વિશુદ્ધ જિનકલ્પિક કહેવાય છે. જિનકલ્પને સ્વીકારનાર પ્રથમ તપ, સૂત્ર, સત્ત્વ, એકત્વ અને બલ વડે પોતાની તુલના (પરીક્ષા) કરે છે, અને પછીથી તે જિનકલ્પનો સ્વીકાર કરે છે.

પાસે ગ્રહણ કરી શકાય છે, બીજા પાસે ગ્રહણ કરાતું નથી. તેમજ આ ચારિત્રને ગ્રહણ કરનાર પ્રથમ અને ચરમ તીર્થંકરના તીર્થને વિષે હોય છે.

૪. **સૂક્ષ્મસંપરાય.** જે ચારિત્રને વિષે માત્ર સૂક્ષ્મ-અત્યંત સ્વલ્પ એવો સંપરાય–લોભ કષાય છે તે સૂક્ષ્મ-સંપરાય ચારિત્ર કહેવાય છે. આ ચારિત્રમાં વર્તનાર સાધુને સૂક્ષ્મ લોભ શિવાય બાકીના સર્વ કષાયોનો ક્ષય અથવા ઉપશમ હોય છે. તેમાં ઉપશમ શ્રેણીમાં નવમાં ગુણસ્થાનકે વર્તતો લોભના +સંખ્યાતા અંશો ઉપશમાવે અને ક્ષપકશ્રેણી-માં ક્ષય કરે. જ્યારે તેમાંનો એક અંશ બાકી રહે ત્યારે તે સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે આવે, અને એક અંશના સૂક્ષ્મ અંશો કરી તેનો ક્ષય કરે અથવા તેને ઉપશમાવે. સૂક્ષ્મસંપરાય ચારિત્રના સંકિલશ્યમાનક અને વિશુદ્ધય-માનક એ બે ભેદ છે. તેમાં ઉપશમશ્રેણીથી પડતાં સંકિલ-શ્યમાનક હોય છે અને [1]ક્ષપકશ્રેણી અને [1]ઉપશમશ્રેણી ઉપર ચડતાં વિશુદ્ધયમાનક હોય છે.

૫. **યથાખ્યાતચારિત્ર.** જે ચારિત્રમાં કષાયનો સર્વથા ઉપશમ અથવા ક્ષય થવાથી વીતરાગપણાની પ્રાપ્તિ થાય તે યથાખ્યાતચારિત્ર. તેના છાદ્મસ્થિક અને

---

૧ કર્મને ઉપશમાવનાર આઠમા ગુણસ્થાનકથી માંડી અગીયારમાં ગુણસ્થાનક સુધીની અધ્યવસાયની પરંપરાને ઉપશમશ્રેણી કહે છે, અને કર્મનો ક્ષય કરનાર આઠમાં ગુણસ્થાનકથી માંડી બારમા ગુણસ્થાનકસુધીની અધ્યવસાય પરંપરાને ક્ષપકશ્રેણિ કહે છે.

+ જુઓ નવતત્ત્વ ટબો ગા૦ ૩૨.

કેવલિક એ બે ભેદ છે. ઉપશાન્તમોહ અને ક્ષીણમોહ એ બે ગુણસ્થાનકે છાદ્મસ્થિક, અને સયોગીકેવલી અને અયોગિકેવલી એ બે ગુણસ્થાનકે કેવલિક યથાખ્યાતચારિત્ર હોય છે.

યદ્યપિ એ પાંચે ચારિત્ર સામાયિકરૂપ છે, તો પણ છેદાદિકની વિશેષતાવડે તેના ભેદો પાડેલા છે. તેમાં પ્રથમના ત્રણ ચારિત્રનો આચારની વિશેષતાથી ભેદ છે, અને છેલ્લા બે ચારિત્રનો ગુણની વિશેષતાથી ભેદ છે. પ્રથમ દીક્ષિતને સામાયિક ચારિત્ર અને ફરી દીક્ષિત થએલાને છેદોપસ્થાપનીય ચારિત્ર કહેવામાં આવે છે. તથા અમુક પ્રકારના તપ અને આચારનું પાલન કરનારને પરિહારવિશુદ્ધિ ચારિત્ર હોય છે. જ્યારે અમુક કષાયોનો ક્ષય કે ઉપશમ થાય છે ત્યારે સૂક્ષ્મસંપરાય અને સર્વ કષાયોનો ઉપશમ અથવા ક્ષય થાય ત્યારે યથાખ્યાતચારિત્ર કહેવામાં આવે છે. બીજા બધા કષાયોનો ઉદયમાં અભાવ હોય અને માત્ર સૂક્ષ્મ લોભ ઉદયમાં હોય તેને સુક્ષ્મસંપરાયચારિત્ર અને સર્વથા કષાયના ઉદયનો અભાવ હોય ત્યારે યથાખ્યાતચારિત્ર કહેવાય છે.

संवरतत्त्व समाप्त.

## निर्जरातत्त्व.

હવે નિર્જરાતત્ત્વના ભેદનું વર્ણન કરતાં પ્રથમ છ પ્રકારના બાહ્ય તપનું વર્ણન કરે છે—

**अणसण-मूणोयरिआ वित्तिसंखेवणं रसच्चाओ ।**
**कायकिलेसो संलिणया य वज्झो तवो होइ ॥३१॥**

[अनशनमूनोदरिका वृत्तिसंक्षेपनं रसत्यागः ।
कायक्लेशः संलिनता च बाह्यं तपो भवति ॥]

અર્થ—[अनशन] આહારનો ત્યાગ, [ऊनोदरिका] કંઈક ન્યૂન પેટ રાખવું-કંઈક અલ્પ આહાર કરવો, [वृत्तिसक्षेपनं] વૃત્તિ-નિર્વાહના સાધનોને ઓછા કરવા, [रसत्यागः] દૂધ, ઘી વગેરે વિકૃતિનો ત્યાગ કરવો, [कायक्लेशः] શરીરને કષ્ટ આપવું, [संलिनता च] અને ઈન્દ્રિયાદિનો સંકોચ-નિગ્રહ કરવો. એ [ बाह्य तपः] બાહ્ય તપ [भवति] છે.

**વિવેચન**—કર્મનો અંશત ક્ષય કરવો તેને નિર્જરાતત્ત્વ કહે છે, તપવડે નિકાચિત (દઢ બંધાએલા) કર્મોની પણ નિર્જરા થાય છે, માટે ઉપચારથી તપનેજ નિર્જરાતત્ત્વ ગણી તેના બાર ભેદ કહ્યા છે. આહારના ત્યાગથી શરૂઆત કરી પૌદ્ગલિક આશંસાનો સર્વથા ત્યાગ કરવો તે મુખ્યપણે તપ છે, અને તેને સિદ્ધ કરવાને માટે અનશનાદિક છ પ્રકારના બાહ્ય તપ અને છ પ્રકારના અભ્યંતર તપ કહેલા છે. તેમાં પ્રથમ છ પ્રકારના બાહ્ય તપ કહે છે—

૧. અનશન. ઇન્દ્રિયોના સંયમને માટે અને કર્મના ક્ષય માટે આહારનો ત્યાગ કરવો તે અનશન તપ. તેના

બે પ્રકાર છે-૧ યાવજ્જીવિક, ૨ ઇત્વર (અલ્પકાલિન). જીવન પર્યન્ત આહારનો ત્યાગ કરવો તે યાવજ્જીવિક. તેના [1]પાદપોપગમનાદિક ભેદો છે. ઇત્વર તપના બે પ્રકાર છે-૧ સર્વથા અને ૨ દેશથકી. સર્વથા-ચતુર્વિધ આહારનો ત્યાગ કરી ઉપવાસાદિ તપ કરવો અને દેશથકી-નમુક્કાર સહિય વગેરે તપ કરવો. આ સર્વ અનશન તપ કહેવાય છે.

૨. **ઊનોદરતા.** સંયમ, પ્રશમ, સંતોષ અને સુખપૂર્વક સ્વાધ્યાયને માટે પોતાના આહારથી ન્યૂન આહાર કરવો તે *ઊનોદરતા કહેવાય છે.

૩. **વૃત્તિસંક્ષેપ.** વૃત્તિ-નિર્વાહના સાધનોનો સંક્ષેપ કરવો, અથવા દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની અપેક્ષાએ વિચિત્ર અભિગ્રહો ગ્રહણ કરવા.

---

૧ યાવત્કથિક અથવા યાવજ્જીવ અનશનના ત્રણ ભેદો છે-૧ પાદપોપગમન, ૨ ઇંગિતમરણ અને ભક્તપરિજ્ઞા.

૧. **પાદપોપગમન**—ચતુર્વિધ આહારનો ત્યાગ કરી, શરીરના સંસ્કારરહિત સાધુનું વૃક્ષની પેઠે સ્થિર રહેવું તે પાદપોપગમન.

૨. **ઇંગિતમરણ**—ઇંગિત-અમુક પ્રદેશમાં મરણ થાય તે ઇંગિતમરણ. અમુક પ્રદેશમાં રહી ઉદ્વર્તનાદિસહિત છતાં માત્ર ચતુર્વિધ આહારનો ત્યાગ કરવો તે ઇંગિતમરણ.

૩. **ભક્તપરિજ્ઞા**—માત્ર ત્રણ પ્રકારના કે ચાર પ્રકારના આહારને ત્યાગ કરવારૂપ ભક્તપરિજ્ઞા કહેવાય છે.

* **ઊનોદરતા**—ઊનોદરિકા બે પ્રકારે છે-દ્રવ્યથી અને ભાવથી. દ્રવ્યથી-ઉપકરણ, ભાત અને પાણીસંબન્ધી ત્રણ પ્રકારે છે. અધિક ઉપકરણો ઓછાં કરવા તે ઉપકરણસંબન્ધી ઊનોદરિકા જાણવી. અને પોતાના સ્વાભાવિક આહાર પાણીથી અલ્પ આહાર-પાણી ગ્રહણ

૪. રસત્યાગ. ઇન્દ્રિયો અને મનના સંયમને માટે ઘૃતાદિક વિકૃતિઓનો ત્યાગ કરવો તે રસત્યાગ કહેવાય છે. તેમાં ઘૃતાદિ ભક્ષ્ય વિકૃતિ (વિગઇ) ના છ પ્રકાર છે— ૧ ઘી, ૨ દૂધ, ૩ દહિ, ૪ ગોળ, ૫ તેલ અને ૬ પકવાન્ન. તથા અભક્ષ્ય વિકૃતિના મદ્ય, માંસ, મધ અને માખણ એ ચાર પ્રકાર છે. મદ્યાદિક ચાર મહાવિકૃતિ કહેવાય છે, તેનો સર્વથા ત્યાગ કરવો જોઇએ, અને ઘૃતાદિક વિકૃતિમાંથી યથાશક્તિ, દેશથકી કે સર્વથા ત્યાગ કરવો.

૫. કાયકલેશ. શરીરની સહિષ્ણુતા માટે અને વિષય સુખની આસક્તિ દૂર કરવા માટે સ્થાન, મૌન અને તાપાદિકને સહન કરવાવડે શરીરને કષ્ટ આપવું તે કાયકલેશ.

૬. સંલીનતા. બ્રહ્મચર્ય, સ્વાધ્યાય અને એકાગ્રતાને માટે ઇન્દ્રિયો, કષાયો અને યોગોનો સંકોચ–રોધ કરવો તથા વિવિક્ત–એકાન્ત સ્થાનમાં વાસ કરવો તે[1] સંલીનતા.

---

કરવો તે ભાત–પાણીની ઊનોદરતા સમજવી. ભાવોનોદરતા–ક્રોધાદિનો ત્યાગ કરવા.

[1] સંલીનતાના ચાર પ્રકાર છે–૧ ઇન્દ્રિયસંલીનતા, ૨ કષાયસંલીનતા, ૩ યોગસંલીનતા અને ૪ વિવિક્તચર્યા.

૧. ઇન્દ્રિયસંલીનતા–શ્રોત્રાદીન્દ્રિયો વડે ઇષ્ટ કે અનિષ્ટ શબ્દાદિ વિષયોમાં રાગદ્વેષ ન કરવાં.

૨. કષાયસંલીનતા—કષાયના ઉદયને રોકવો, અથવા ઉદયમા પ્રાપ્ત થયેલ હોય તો તેને નિષ્ફલ કરવો તે.

૩. યોગસંલીનતા—અકુશલ (અપ્રશસ્ત) મન, વચન અને કાયયોગને રોકવા, અને કુશળ મન, વચન, અને કાયયોગને પ્રવર્તાવવા.

૪. વિવિક્તચર્યા—સ્ત્રી, પશુ અને નપુંસક વર્જિત આરામ ઉદ્યાનાદિ સ્થાનને વિષે રહેવુ, અને કલ્પનીય આસન પ્રમુખનુ ગ્રહણ કરવું તે.

બાહ્ય વસ્તુની અપેક્ષા હોવાથી તેમજ લોકો સમજી શકે તે માટે એ છ પ્રકારે અનશનાદિ બાહ્ય તપ કહેવાય છે; તેથી મમતાત્યાગ, શરીર લાઘવ, ઇન્દ્રિયજય, સંયમરક્ષા અને કર્મની નિર્જરા થાય છે.

હવે છ પ્રકારે અભ્યન્તર તપ કહે છે—

पायच्छित्तं विणओ वेयावच्चं तहेव सज्झाओ।
झाणं उस्सग्गो वि य अब्भितरओ तवो होइ ॥२१॥

[ प्रायश्चित्तं विनयो वैयावृत्त्यं तथैव स्वाध्यायः।
ध्यानं उत्सर्गोऽपि च अभ्यन्तरं तपो भवति ॥ ]

અર્થ—[ प्रायश्चित्तं ] પ્રાયશ્ચિત્ત, [ विनयः ] વિનય, [ वैयावृत्त्यं ] વૈયાવચ્ચ-સેવા, [ तथैव ] તેમજ [स्वाध्यायः ] સ્વાધ્યાય, [ ध्यानं ] ધ્યાન, [ अपि च ] અને [ उत्सर्गः ] ત્યાગ. એ [ अभ्यन्तरं ] અભ્યન્તર-આન્તરિક, [ तपः ] તપ [ भवति ] છે.

વિવેચન—આ પ્રાયશ્ચિત્તાદિ તપમાં માનસિક વ્યાપારની મુખ્યતા હોવાથી, સામાન્ય લોકોવડે તપરૂપે ન જાણી શકાય તેમ હોવાથી અને મોક્ષપ્રાપ્તિનું અંતરંગ કારણ હોવાથી તે અભ્યન્તર તપ કહેવાય છે.

૧. પ્રાયશ્ચિત્ત. પાપને છેદે અથવા ચિત્તને વિશુદ્ધ કરે માટે પ્રાયશ્ચિત્ત કહેવાય છે, તેના દશ પ્રકાર છે-૧ આલોચના, ૨ પ્રતિક્રમણ, ૩ મિશ્ર, ૪ વિવેક, ૫ ઉત્સર્ગ, ૬ તપ; ૭ છેદ ૮ મૂલ, ૯ અનવસ્થાપ્ય, અને ૧૦ પારંચિક.

૧. આલોચના. ગુરુની પાસે નિખાલસ ભાવે પોતાનો દોષ પ્રકટ કરવો તે આલોચનાપ્રાયશ્ચિત્ત.

૨. પ્રતિક્રમણ. પાપથી પાછું ફરવું, અને પુનઃ તે પાપને ન કરવાના ઈરાદાથી મિથ્યાદુષ્કૃત આપવું તે પ્રતિક્રમણ.

૩. મિશ્ર. જે પાપ સેવ્યું હોય તે ગુરુ સમક્ષ કહેવું અને ગુરુની આજ્ઞાથી પ્રતિક્રમણ કરી મિથ્યાદુષ્કૃત આપવું તે આલોચના અને પ્રતિક્રમણ એ બન્ને પ્રાયશ્ચિત્તને યોગ્ય હોવાથી મિશ્રપ્રાયશ્ચિત્ત કહેવાય છે.

૪. વિવેક. અકલ્પનીય (ન કલ્પી શકે તેવાં દોષવાળા) અન્નપાનાદિને ગ્રહણ કર્યા પછી દોષ માલુમ પડે ત્યારે તેનો ત્યાગ કરવો તે વિવેકપ્રાયશ્ચિત્ત.

૫. કાયોત્સર્ગ. એકાગ્રતાપૂર્વક કાયા અને વચનના વ્યાપારનો રોધ કરવો તે કાયોત્સર્ગ. ભક્ત–પાનાદિના ગ્રહણમાં, નદી વગેરેને ઉલ્લંઘવામાં તેમજ લઘુનીતિ અને વડીનીતિ કરવામાં કાયોત્સર્ગપ્રાયશ્ચિત્ત જાણવું.

૬. તપ. બાહ્ય તપવડે દોષની શુદ્ધિ કરવી. તે તપ પ્રાયશ્ચિત્ત.

૭. છેદ જે દોષ સેવવાથી દીક્ષાના પર્યાયનો છેદ કરવો પડે તે છેદપ્રાયશ્ચિત્ત.

૮. મૂલ. સંકલ્પ પૂર્વક પ્રાણનો ઘાત કર્યો હોય, અત્યન્ત મૃષા ભાષણ કર્યું હોય, કે ચતુર્થ વ્રતનો ભંગ કર્યો હોય તેવા મુનિના સર્વ વ્રતપર્યાયનો છેદ કરીને તેને પુનઃ વ્રત આપી શુદ્ધિ કરવી તે મૂલપ્રાયશ્ચિત્ત.

૯. અનવસ્થાપ્ય. મહાન દોષની શુદ્ધિ માટે જે તપ કરવાનો કહ્યો હોય, તે જ્યાં સુધી ન કરે ત્યાં સુધી તે મતમાં સ્થાપન ન કરી શકાય તે અનવસ્થાપ્ય પ્રાયશ્ચિત્ત કહેવાય છે.

૧૦. પારંચિક. રાજાનો વધ, સાધ્વીના શીલનો ભંગ ઇત્યાદિ મોટો દોષ કરવાવડે વેશ અને ક્ષેત્રાદિથી બહિષ્કૃત થયેલો સાધુ અમુક પ્રકારનો તપ વગેરે કરીને દોષની શુદ્ધિ કરે તે પારંચિક પ્રાયશ્ચિત્ત. એ પ્રમાણે પ્રાયશ્ચિત્ત દશ પ્રકારે છે.

૨. વિનય. જ્ઞાનાદિ ગુણોને વિષે શ્રદ્ધા અને બહુમાન રાખવું તે વિનય. " विनीयतेऽनेनाष्टप्रकारं कर्मेति विनयः" જેથી આઠ પ્રકારના કર્મ દૂર થાય તે વિનય. વિનયનું ફલ ગુરુશુશ્રૂષા, ગુરુશુશ્રૂષાનું ફલ શ્રુતજ્ઞાન, શ્રુતજ્ઞાનનું ફલ વિરતિ, વિરતિનું ફલ આશ્રવનો નિરોધ, આશ્રવના નિરોધનું ફલ સંવર, સંવરનું ફલ તપ, અને તપનું ફલ નિર્જરા છે. વિનયના ચાર પ્રકાર છે–૧ જ્ઞાનવિનય, ૨ દર્શનવિનય, ૩ ચારિત્રવિનય અને ૪ ઉપચારવિનય.

૧. જ્ઞાનવિનય. પાંચ જ્ઞાનને વિષે બહુમાન અને તેની શ્રદ્ધા કરવી. તે *જ્ઞાનવિનય.

---

* જ્ઞાનવિનયના ભક્તિ, બહુમાન, ભાવના, વિધિગ્રહણ અને અભ્યાસ–એ પાંચ પ્રકાર છે. પાંચ જ્ઞાનમાં પ્રીતિ કરવી તે ભક્તિવિનય, બહુમાન કરવું તે બહુમાનવિનય. પાંચ જ્ઞાનવડે જાણેલા પદાર્થોના અનુભવ વડે ભાવના–વિચાર કરવો તે ભાવનાવિનય. જ્ઞાનનું વિધિપૂર્વક ગ્રહણ કરવું તે વિધિગ્રહણવિનય. અને અધ્યયન કરવું તે અભ્યાસવિનય.

૨. દર્શનવિનય. સમ્યગ્દર્શનને ધારણ કરવું તેના +અષ્ટવિધ આચારનું પાલન કરવું તે દર્શન વિનય.

૩. ચારિત્રવિનય. સામાયિકાદિ પાંચ પ્રકારના ચારિત્રની શ્રદ્ધા કરવી, તેની પ્રરૂપણા કરવી, કે તેનું પાલન કરવું. તે ચારિત્રવિનય.

૪. ઉપચાર વિનય. સમ્યગ્દર્શન–ચારિત્રાદિ ગુણ યુક્ત સાધુને વિષે અભ્યુત્થાન (સામા જવું), આસન આપવું; વંદન કરવું–ઈત્યાદિ વિનય કરવો તે ઉપચારવિનય.

૩. વૈયાવૃત્ય. ૧ આચાર્ય, ૨ ઉપાધ્યાય, ૩ તપસ્વી, ૪ શૈક્ષ (નવ દીક્ષિત), ૫ ગ્લાન (રોગી), ૬ કુલ (એક આચાર્યનો–શિષ્ય સમુદાય, ૭ ગણ (ભિન્ન ભિન્ન આચાર્યના સહાધ્યાયી સાધુઓનો સમુદાય), ૮ સંઘ, ૯ સાધુ અને ૧૦ સમનોજ્ઞ (જ્ઞાનાદિ ગુણવડે સમાન)–એઓની સેવા કરવાવડે વૈયાવૃત્યના દશપ્રકાર થાય છે.

૪. સ્વાધ્યાય. પ્રજ્ઞાના અતિશય અને પ્રશસ્ત અધ્યવસાયાદિ માટે સ્વાધ્યાયની આવશ્યક્તા છે. તેના વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા એ પાંચ ભેદ છે. ૧ વાચના–શિષ્યને સૂત્રાદિનું શીખવવું. ૨ પૃચ્છના–સંદેહ દૂર કરવા માટે તથા સ્પષ્ટતા માટે પૂછવું. ૩ પરા-

---

+ ૧ નિઃશક્તિ (જિનમતમા શકારહિતપણુ) ૨ નિઃકાક્ષિત. (અન્ય મતની અભિલાષા ન કરવી) ૩ નિર્વિચિકિત્સા (ધર્મના ફલની શંકા ન રાખવી), ૪ અમૂઢદષ્ટિપણુ (મૂઢદષ્ટિપણાનો ત્યાગ), ૫ ઉપબૃહણ (ગુણોની સ્તુતિ), ૬ સ્થિરીકરણ. (ધર્મમાર્ગમાં સ્થિર કરવા); ૭ વાત્સલ્ય (સાધર્મિક ઉપર પ્રેમ,) અને ૮ પ્રભાવના. (શાસનોન્નતિ)–એ આઠ પ્રકારે દર્શનાચાર છે.

વર્તના-પૂર્વે ભણેલા ગ્રન્થનું પુનરાવર્તન કરવું. ૪ અનુપ્રેક્ષા-ભણેલા સૂત્રાર્થનું મનન કરવું. ૫ ધર્મકથા-અહિંસાદિ ધર્મનું વ્યાખ્યાન કરવું.

૫. ધ્યાન. ચિત્તની એકાગ્રતા કે યોગનો નિરોધ કરવો તે ધ્યાન. એક વસ્તુમાં અન્તર્મુહૂર્ત પર્યન્ત ચિત્તની સ્થિરતા રૂપ ધ્યાન છદ્મસ્થને હોય છે, અને યોગના નિરોધરૂપ ધ્યાન જિનને હોય છે. યદ્યપિ ધ્યાનના ૧ *આર્ત, ૨ ×રૌદ્ર, ૩ ધર્મ અને ૪ શુક્લ એ ચાર પ્રકાર છે, તોપણ તેમાં કર્મબન્ધનું કારણ આર્ત અને રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરી કર્મની નિર્જરાના હેતુભૂત ધર્મ અને શુક્લએ બે ધ્યાન ગ્રહણ કરવાં.

ધર્મધ્યાનના ચાર પ્રકાર છે-૧ આજ્ઞાવિચય, ૨ અપાયવિચય, ૩ વિપાકવિચય, અને ૪ સંસ્થાનવિચય.

૧. આજ્ઞાવિચય. જિનેશ્વર સર્વજ્ઞ અને રાગદ્વેષ રહિત

---

* કર્મબન્ધનો હેતુ હોવાથી આર્ત અને રૌદ્ર એ બન્ને ધ્યાન તજવા લાયક છે, તેમાં આર્તધ્યાનના ચાર ભેદ છે-૧. ઇષ્ટવિયોગ-ઇષ્ટપદાર્થના વિયોગને લીધે જે ચિન્તા થાય તે. ૨. અનિષ્ટસંયોગ-અનિષ્ટ પદાર્થના સંયોગથી જે ચિન્તા થાય તે. ૩. રોગચિન્તા-શરીરે રોગ થવાથી જે ચિન્તા થાય તે. ૪. અગ્રશોચ-ભવિષ્યની જે ચિન્તા થાય તે.

× રૌદ્ર ધ્યાનના ચાર ભેદ છે—૧. હિંસાનુબંધી-તીવ્ર દ્વેષ કે સ્વાર્થને લીધે પ્રાણીઓની હિંસા કરવા સંબંધી જે સતત વિચારણા થાય તે. ૨. મૃષાનુબંધી-અસત્ય બોલવા વિષે નિરંતર જે વિચારણા થાય તે. ૩. સ્તેયાનુબંધી-ચોરી કરવી તથા પરનું દ્રવ્ય હરણ કરવા સંબન્ધમાં જે વિચારણા થાય તે. ૪. સંરક્ષણાનુબંધી-ધનાદિક પરિગ્રહનું સંરક્ષણ કરવાની જે ચિન્તા થાય તે.

છે માટે તેમની આજ્ઞા પ્રમાણભૂત છે એવી વિચય–વિચારણા કરવી તે આજ્ઞાવિચય.

૨. **અપાયવિચય.** રાગદ્વેષાદિવડે ઉત્પન્ન થતાં કર્મનો અપાયો–દુ:ખોનો વિચાર કરવો તે અપાયવિચય.

૩. **વિપાકવિચય.** પ્રતિક્ષણ ઉદયમાં પ્રાપ્ત થતાં કર્મના ફલનો વિચાર કરવો કે, "સર્વ પ્રકારનું સુખ, અથવા દુ:ખ કર્મનું ફલ છે, કર્મો પ્રાણીઓને વિચિત્ર પ્રકારના ફલ આપે છે." તે વિપાકવિચય,

૪. **સંસ્થાનવિચય.** અનાદિ અનન્ત લોકના સ્વરૂપનો વિચાર કરવો તે સંસ્થાનવિચય. આ ધર્મધ્યાનમાં વર્તમાન પ્રાણીને અત્યન્ત વૈરાગ્ય થાય છે, અને તેથી સ્વસંવેદ્ય અતીન્દ્રિય સુખ પ્રાપ્ત થાય છે.

**શુક્લધ્યાન.** કષાયના ક્ષય અથવા ઉપશમથી આત્માને પવિત્ર કરે તે *શુક્લધ્યાન, તેના અધિકારી પ્રથમસંઘયણવાળા પૂર્વધર મહાત્માઓ હોય છે. શુક્લધ્યાનના ચાર પ્રકાર છે— ૧ પૃથકત્વ–વિતર્ક–સવિચાર, ૨ એકત્વ–વિતર્ક–અવિચાર, ૩ સૂક્ષ્મ–ક્રિયા–અપ્રતિપાતિ, અને ૪ વ્યુપરત–ક્રિયાનિવૃત્તિ.

---

* निष्क्रियं करणातीतं ध्यानधारणावर्जितम् ।
अन्तर्मुखं च यच्चित्तं तच्छुक्लमिति पठ्यते ॥
ज्ञानार्णव ( प्रक० ४२, श्लो० ४. )

અર્થ—જે ક્રિયા રહિત છે, ઈન્દ્રીયાતીત છે, "હું ધ્યાન કરું" એવી ધારણા રહીત છે અને આત્મસ્વરૂપના સન્મુખ છે તે શુક્લ ધ્યાન કહેવાય છે.

૧. પૃથક્ત્વ-વિતર્ક-સવિચાર. પૃથક્ત્વ-અનેકપણું, વિતર્ક-શ્રુત, વિચાર-અર્થ, વ્યંજન અને યોગોનો સંક્રમ. પૂર્વશ્રુતને અનુસારે એક દ્રવ્યને વિષે વિવિધ પર્યાયોનો અર્થ, વ્યંજન અને યોગોનો સંક્રમણયુક્ત વિચાર કરવો તે. પૃથક્ત્વ-વિતર્ક-સવિચાર. પૂર્વધારી મુનિ પૂર્વશ્રુતને અનુસારે એક પરમાણુ આદિ દ્રવ્યના ઉત્પાદ, સ્થિતિ અને નાશ-ઇત્યાદિ વિવિધ પ્રર્યાયોનો અર્થ-વ્યંજન અને યોગાન્તરને વિષે સંક્રમણ યુક્ત વિચાર કરે, તે વિચાર કરતો, દ્રવ્યથી વ્યંજન-શબ્દમાં અને શબ્દથી દ્રવ્યમાં સંક્રમણ કરે, તેમજ કાય યોગથી મનોયોગમાં કે વચનયોગમાં, વચન યોગથી મનોયોગમાં કે કાયયોગમાં સંક્રમણ કરે તે પૃથક્ત્વ-વિતર્ક-સવિચાર.

૨. એકત્વ-વિતર્ક-અવિચાર. પૂર્વ શ્રુતને અનુસારે એક પર્યાય સંબન્ધી અર્થ-વ્યંજન અને યોગને વિષે અસંક્રમ રૂપ બીજું એકત્વ-વિતર્ક-અવિચાર શુક્લધ્યાન કહેવાય છે. આ શુક્લધ્યાનમાં નિવાત (વાયુ વિનાના) સ્થાનમાં રહેલા દીવાની પેઠે ચિત્ત સ્થિર અને નિશ્ચલ થાય છે.

૩. સૂક્ષ્મક્રિયાઅપ્રતિપાતિ. કેવળજ્ઞાનીને મોક્ષ ગમનસમયે મનોયોગ, વચનયોગ અને બાદર કાયયોગનો રોધ કરવાથી, માત્ર ઉચ્છવાસ-નિઃશ્વાસાદિ સૂક્ષ્મ-કાયિક-ક્રિયા હોય એવું યોગના નિરોધ કરવા રૂપ જે શુક્લધ્યાન તે સૂક્ષ્મક્રિયાઅપ્રતિપાતિ.

૪. વ્યુચ્છિન્નક્રિયાનિવૃત્તિ. સર્વ યોગનો રોધ કરવાથી, પર્વતની પેઠે નિષ્પ્રકમ્પ એવા કેવલજ્ઞાનીને વ્યુ-

પરત ક્રિયા નિવૃત્તિ શુકલધ્યાન હોય છે. તેમાં પ્રથમ શુકલધ્યાન એકયોગવાળા અથવા ત્રણયોગવાળાને હોય છે, બીજું શુકલધ્યાન એકયોગવાળાને હોય છે, ત્રીજું શુકલધ્યાન સૂક્ષ્મકાયયોગવાળાને હોય છે, અને ચોથું શુકલધ્યાન અયોગી ને *હોય છે.

ઉત્સર્ગ. દ્રવ્ય અને ભાવથી ત્યાગ કરવો તે ઉત્સર્ગ. અધિક વસ્ત્ર–પાત્રાદિનો ત્યાગ કરવો તે દ્રવ્યોત્સર્ગ અને કષાયાદિનો ત્યાગ કરવો તે ભાવોત્સર્ગ. એ રીતે છ પ્રકારે અભ્યન્તર તપ કહ્યું.

હવે નિર્જરા તત્ત્વનો ઉપસંહાર કરીને બંધતત્વ કહેછે—

**बारसविहं तवो निज्जरा य बंधो चउविगप्पो य ।**
**पयइ–ठिइ–अणुभाग–पएसभेएहिं नायव्वो ॥३३॥**

[ द्वादशविधं तपो निर्जरा च बन्धश्चतुर्विकल्पश्च ।
प्रकृति–स्थिति–अनुभाग–प्रदेशभेदैः ज्ञातव्यः ॥ ]

અર્થ—એ પ્રમાણે [ द्वादशविधं तप ] બાર પ્રકારનો તપ [ निर्जरा च ] નિર્જરાતત્ત્વ છે. અને [ बन्धो ] બન્ધતત્ત્વ [प्रकृति–स्थिति–अनुभाग–प्रदेशैः] પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશો વડે [चतुर्विकल्पश्च] ચાર પ્રકારે [ज्ञातव्यः] જાણવું.

વિવેચન–પૂર્વની બે ગાથાઓમાં બાર પ્રકારના તપનું વર્ણન કર્યું, અને તે નિર્જરાનું કારણ હોવાથી તેને નિર્જરા તત્ત્વ કહે છે. હવે બન્ધ તત્ત્વ કહે છે—

* જુઓ ( યોગશાસ્ત્ર પ્ર૦ ૧૧. શ્લો૦ ૧૦. )

## बन्धतत्त्व.

બન્ધ. જ્ઞાનાવરણાદિ કર્મના પુદ્ગલોનો આત્માની સાથે ક્ષીરનીર જેવો સંબન્ધ થવો તે બંધ [1]રાગ–દ્વેષાદિ કષાયસહિત આત્મા રાગદ્વેષાદિ રૂપ નિમિત્તથી કર્મને યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરે છે, અને તે પુદ્ગલોનો જ્ઞાનાવરણાદિ રૂપે પરિણામ કરે છે તે બન્ધ કહેવાય છે. તેના ચાર પ્રકાર છે–૧ પ્રકૃતિબન્ધ, ૨ સ્થિતિબન્ધ, ૩ રસબન્ધ, અને ૪ પ્રદેશબન્ધ.

૧. પ્રકૃતિબંધ. પ્રકૃતિ–સ્વભાવ, જ્ઞાનાદિ ગુણોને આચ્છાદન કરવાનો કે સુખ–દુઃખાદિ આપવાનો કર્મનો સ્વભાવ તે પ્રકૃતિબન્ધ. જેમકે જ્ઞાનાવરણકર્મનો જ્ઞાનને આચ્છાદન કરવાનો સ્વભાવ, વેદનીયકર્મનો સુખ–દુઃખ આપવાનો સ્વભાવ છે તે પ્રકૃતિબન્ધ.

૨. સ્થિતિબન્ધ. બાંધેલા કર્મનું અમુક કાલ સુધી પોતાને સ્વરૂપે રહેવું તે સ્થિતિબન્ધ. જેમકે જ્ઞાનાવરણ–કર્મની જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીસ કોડાકોડી સાગરોપમની છે તે સ્થિતિબન્ધ.

૩. રસબન્ધ. કર્મનો ઘાતી, અઘાતી, શુભ, અશુભ, તીવ્ર કે મન્દ રસ–સામર્થ્ય તે રસબન્ધ કે અનુભાગબન્ધ કહેવાય છે, જેમકે જ્ઞાનાવરણાદિ ચાર કર્મનું આત્માના જ્ઞાનાદિ ગુણને અલ્પ કે અધિકાંશે ઘાત કરવાનું સામર્થ્ય, અને

---

[1] सकषायत्वाज्जीवः कर्मणो योग्यान् पुद्गलानादत्ते। (तत्त्वा० ૮–૨) स बन्धः (૮–૩) કષાયસહિત હોવાથી જીવ કર્મને યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરે છે. તે બન્ધ કહેવાય છે.

વેદનીયાદિ ચાર કર્મમાં સુખદુ:ખાદિ આપવાનું સામર્થ્ય તે રસબન્ધ છે. તેમાં શુભ પ્રકૃતિઓનો મિષ્ટ રસ અને અશુભ પ્રકૃતિઓનો કટુક રસ છે. જ્ઞાનાવરણાદિ ચાર કર્મોનો ઘાતી રસ હોય છે અને વેદનીયાદિ ચાર કર્મોનો અઘાતી રસ છે.

૪. પ્રદેશબન્ધ. સ્થિતિ અને રસનિરપેક્ષ અલ્પ કે અધિક કર્મપુદ્દગલોનું ગ્રહણ કરવું તે પ્રદેશબન્ધ.જેમકે યોગની અધિકતાથી જ્ઞાનાવરણાદિ કર્મના અધિક પુદ્દગલોનું ગ્રહણ થાય અને યોગની મન્દતાથી ઓછા પુદ્દગલોનું ગ્રહણ થાય છે તે પ્રદેશબન્ધ છે.

બન્ધતત્ત્વના પ્રકૃતિબંધાદિ ચાર ભેદો કહે છે–

पयई सहावो वुत्तो ठिई कालावहारणं ।
अणुभागो रसो णेओ पएसो दलसंचओ ॥३४॥

[ प्रकृतिः स्वभाव उक्तः स्थितिः कालावधारणम् ।
अनुभागो रसो ज्ञेयः प्रदेशो दलसंचयः ॥ ]

અર્થ—[ प्रकृतिः ] પ્રકૃતિબન્ધ, [ स्वभावः ] કર્મોનો સ્વભાવ [ उक्तः ] કહ્યો છે. [ स्थितिः ] સ્થિતિબન્ધ. [ कालावधारणम् ] કર્મોના કાલનો નિયમ, [ अनुभागः ] અનુભાગ બંધ, [ रसः ] કર્મોનું સામર્થ્ય, અને [ प्रदेशः ] પ્રદેશબન્ધ [ दलसंचयः ] કર્મપુદ્દગલોનો સમૂહ [ ज्ञेयः ] જાણવો.

વિવેચન—જે સમયે કર્મનો બંધ થાય છે તે સમયે પ્રકૃતિ, સ્થિતિ અને રસ ( સામર્થ્ય ) અને પ્રદેશોની સંખ્યાનો નિયમ થાય છે. એટલે કર્મની અમુક પ્રકૃતિ, તેના કાલનું પરિમાણ, તેનામાં ફલ આપવાનું તીવ્ર કે મન્દ

સામર્થ્ય અને કર્મપુદ્ગલોની સંખ્યાનો નિયમ અવશ્ય થાય છે.

૧. પ્રકૃતિબંધ. આત્માના જ્ઞાનાદિ ગુણોને આચ્છાદન કરવાનો કે સુખ–દુઃખાદિ આપવાનો કર્મનો સ્વભાવ તે પ્રકૃતિબંધ. તેમાં જે કર્મનો આત્માના ગુણોને આચ્છાદન–ઘાત કરવાનો સ્વભાવ છે તે ઘાતી કર્મ કહેવાય છે, અને જે કર્મોનો આત્માના ગુણોને ઘાત કરવાનો સ્વભાવ નથી, માત્ર સુખ–દુઃખાદિ વિપાક–ફલ આપવાનો સ્વભાવ છે તે અઘાતી કર્મ કહેવાય છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અન્તરાય–એ ચાર ઘાતી કર્મ, અને વેદનીય, નામ, ગોત્ર અને આયુષ એ ચાર અઘાતી કર્મ છે. એ સર્વ કર્મનો પ્રકૃતિબન્ધ જાણવો. જેમ વાત, પિત્ત અને કફ વિનાશી દ્રવ્ય વડે બનાવેલો મોદક પોતાના સ્વભાવથી વાત, પિત્ત અને કફનો નાશ કરે છે, તેમ જ્ઞાનાવરણાદિ કર્મો પોતાના સ્વભાવથી જ્ઞાનાદિ ગુણોનો નાશ કરે છે–આચ્છાદન કરે છે.

૨ સ્થિતિબન્ધ. કર્મપુદ્ગલોના કાલનો નિયમ તે સ્થિતિબન્ધ. જેમ તે મોદકની સ્થિતિ અર્ધમાસ કે માસપ્રમાણ હોય છે તેમ જ્ઞાનાવરણીયાદિ કર્મ જઘન્યથી અન્તર્મુહૂર્તાદિ સ્થિતિવાળાં, અને ઉત્કૃષ્ટથી ત્રીશ કોટાકોટી આદિ સાગરોપમની સ્થિતિવાળાં હોય છે. એ પ્રમાણે આત્માની સાથે જ્યાં સુધી બાંધેલાં કર્મો રહે ત્યાં સુધીના કાલને સ્થિતિબંધ કહે છે. સ્થિતિબન્ધમાં કષાય કારણ છે. કષાયની તીવ્રતા થતાં સ્થિતિ વધે છે, અને તેની મંદતામાં સ્થિતિ ઘટે છે.

**૩. અનુભાગબન્ધ.** અનુભાગ, અનુભાવ, વિપાક, ફલ અને રસ એ બધા એકાર્થક શબ્દો છે. જ્ઞાનાવરણાદિ કર્મોનો તીવ્ર કે મન્દ વિપાક (ફલ આપવાનું સામર્થ્ય) તે રસબન્ધ. જેમકે જ્ઞાનાવરણીય કર્મ જ્ઞાનનું આચ્છાદન કરે તે તેનો સ્વભાવ–પ્રકૃતિબન્ધ છે, પરન્તુ તીવ્ર કે મન્દ આચ્છાદન કરે–વિપાક આપે તે રસબન્ધ કહેવાય છે. વેદનીય કર્મનો સુખ કે દુઃખ આપવાનો સ્વભાવ તે પ્રકૃતિબંધ છે, પણ તે તીવ્ર કે મન્દ સુખદુઃખ આપે તે રસબન્ધ કહેવાય છે. અર્થાત્ તીવ્ર કે મન્દ સુખ–દુઃખ આપે તે રસબન્ધ. તે રસ અશુભ કર્મપ્રકૃતિઓનો લીંબડાના રસ જેવો કટુક અને શુભ પ્રકૃતિઓનો શેરડીના રસ જેવો મધુર હોય છે. અનુભાગબંધની તીવ્રતા કે મન્દતાનું કારણ કષાય છે. સંકલેશવડે અશુભ પ્રકૃતિઓનો તીવ્ર રસ બંધાય છે, અને વિશુદ્ધિથી મન્દરસ બંધાય છે. શુભ પ્રકૃતિઓનો વિશુદ્ધિથી તીવ્રરસ અને સંકલેશવડે મંદરસ બંધાય છે. તે તીવ્રતા અને મન્દતા સમજવા માટે [1]રસના

---

[1] શુભ, અશુભ અને તીવ્ર મન્દ રસસ્થાનકનું સ્વરૂપ સમજવા માટે લીંબડાના રસ અને શેરડીના રસની જોડે તેની સરખામણી કરી છે. લીંબડા અને શેરડીના સ્વભાવિક રસ જેવો મન્દરસ તે એક સ્થાનક રસ. તે રસને ઉકાળતાં અરધો ભાગ બાકી રહે એટલે એક શેર રસમાંથી અરધો શેર રસ બાકી રહે તેવો સહેજ તીવ્ર રસ તે દ્વિસ્થાનકરસ. ત્રણ ભાગ ઉકાળીને એક ભાગ બાકી રહે એટલે એક શેરમાંથી ફક્ત લગભગ તેર રૂપીઆભાર બાકી રહે તેના જેવો તીવ્ર રસ તે ત્રિસ્થાનક રસ. અને તેને ઉકાળતાં ચોથો ભાગ બાકી રહે એટલે એક શેરમાંથી પા શેર બાકી રહે તેના જેવો તીવ્રતર રસ

ચાર સ્થાનક પાડેલા છે. એકસ્થાનક, દ્વિસ્થાનક, ત્રિસ્થાનક, અને ચતુઃસ્થાનક. એકસ્થાનક રસ લહૂન મન્દ છે અને દ્વિસ્થાનકાદિ રસ ઉત્તરોત્તર તીવ્ર છે જેમ કોઇ મોદકમાં સ્નિગ્ધ કે મધુરાદિ રસ હોય તેમ કર્મમાં તીવ્ર કે મન્દ રસ હોય છે.

૪ **પ્રદેશબન્ધ.** તે કર્મોના વત્તા કે ઓછા પુદ્ગલ પરિમાણને પ્રદેશબન્ધ* કહે છે. જેમ તે મોદકમાં કોઇક નાનો હોય અને કોઇક મોટો હોય, તેમ કોઈ કર્મમાં ઘણાં પ્રદેશો હોય અને કોઈ કર્મમાં થોડા પ્રદેશો હોય તે પ્રદેશબન્ધ જણવો. તેમાં પ્રકૃતિબધ અને પ્રદેશબન્ધનો હેતુ

---

તે ચતુરસ્થાનક રસ યદ્યપિ રસના સ્થાનો અસખ્યાતા છે, પરન્તુ સ્થૂલ બુદ્ધિને ગ્રાહ્ય થાય માટે તેના સ્થૂલ ચાર ભેદ પાડ્યા છે.

*અહિં જીવ પોતાના સર્વ આત્મપ્રદેશોવડે અભવ્યોથી અનન્તગુણ અનન્તાનન્ત પરમાણુથી બનેલા અને સર્વ જીવોથી અનન્તગુણા સવિભાગથી યુક્ત, એક પ્રદેશાવગાઢ ( આત્મપ્રદેશો સાથે રહેલી ) અનન્ત કર્મવર્ગણા પ્રતિસમય ગ્રહણ કરે છે, અને તેજ સમયે તેને આઠ કર્મમા વહેંચી નાખે છે તેમાથી થોડા પુદ્ગલો આયુષને, તેથી વિશેષાધિક અને પરસ્પર સરખા નામ તથા ગોત્ર કર્મને, તેથી વિશેષાધિક અને પરસ્પર સમાન જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અતરાય કર્મને, તેથી વિશેષાધિક મોહનીય કર્મને અને તેથી વિશેષાધિક વેદનીય કર્મને વહેંચીને તેનો પોતાના આત્મપ્રદેશની સાથે ,ક્ષીરનીરની પેઠે કે અગ્નિ લોહની જેમ સમ્બન્ધ કરે છે. આઠ કર્મને, બાંધનાર તેને આઠ ભાગમાં વહેંચે છે, અને સપ્તવિધ બન્ધક કે તેથી ઓછા કર્મ બાંધનાર તેટલા ભાગમા વહેંચે છે આ સર્વ પ્રદેશબન્ધ જાણવો

યોગ છે, અને સ્થિતિબંધ અને અનુભાગ બન્ધનું કારણ કષાયો છે. જેમ જેમ યોગની અધિકતા હોય છે તેમ પ્રકૃતિબન્ધ અને પ્રદેશબન્ધની અધિકતા હોય છે અને જેમ યોગની મન્દતા હોય તેમ તેની અલ્પતા હોય છે. કષાયની તીવ્રતા કે મંદતા થવાથી સ્થિતિબંધ અને અનુભાગ બન્ધની અધિકતા કે અલ્પતા થાય છે.

પ્રકૃતિબન્ધના મૂળ ભેદ અને ઉત્તર ભેદો દર્શાવે છે—

**इह नाण-दंसणावरण-वेय-मोहा-ऽऽउ-नाम-गोआणि।**
**विग्घं च पण-नव-दु-अट्ठवीस-चउ-तिसय-दु-पणविहं॥**

॥३५॥

[ इह ज्ञान-दर्शनावरण-वेद्य-मोहा-ऽऽयु-र्नाम-गोत्राणि ।
विघ्नं च पञ्च-नव-द्वि-अष्टाविंशति-चतुः-त्रिशत-द्वि-पञ्चविधम् ॥

અર્થ—[ इह ] અહિં [ ज्ञान- ] જ્ઞાનાવરણ કર્મ [ पञ्च- ] પાંચ પ્રકારે છે. [-दर्शनावरण-] દર્શનાવરણ કર્મ [-नव-] નવ પ્રકારે છે,[-वेद्य-] વેદનીય કર્મ [-द्वि-] બે પ્રકારે છે, [-मोह-] મોહનીય કર્મ [-अष्टाविंशति-] અઠ્ઠયાવીશ પ્રકારે છે, [-आयुः-] આયુષ કર્મ [-चतुः-]ચાર પ્રકારે છે,[-नाम-]નામકર્મ[-त्रिशत-] એકસો ત્રણ પ્રકારે છે,[ गोत्राणि ] ગોત્ર કર્મ [-द्वि-] બે પ્રકારે છે, અને[ विघ्नं ] અન્તરાય કર્મ [ पञ्चविधं ] પાંચ પ્રકારે છે.

વિવેચન—કર્મબંધના ચાર પ્રકાર કહ્યા, તેમાં પ્રકૃતિબંધના આઠ પ્રકાર વર્ણવે છે—

૧. જ્ઞાનાવરણ. નામ, જાતિ, ગુણ અને ક્રિયાદિ યુક્ત વિશેષ બોધને જ્ઞાન કહે છે, તેને જે આવરે તે જ્ઞાનાવરણ કર્મ. તેના મતિજ્ઞાનાવરણાદિ પાંચ ઉત્તર ભેદો છે.

૨. દર્શનાવરણ. નામ જાત્યાદિરહિત સામાન્ય બોધને દર્શન કહે છે, તેને જે આવરે તે દર્શનાવરણ. તેના ચક્ષુ-દર્શનાવરણાદિ નવ ઉત્તર ભેદો છે.

૩. વેદનીય. સુખ કે દુઃખરૂપે વેદાય–અનુભવાય તે વેદનીય કર્મ. તેના સાતાવેદનીય અને અસાતાવેદનીય–એ બે ઉત્તર ભેદ છે.

૪. મોહનીય. સમ્યક્શ્રદ્ધા અને વિવેક રહિત આત્માને કરે, અર્થાત્ સમ્યગ્દર્શન અને સમ્યક્ ચારિત્રનો ઘાત કરે તે મોહનીય કર્મ. તેના મિથ્યાત્વમોહનીયાદિ અઠયાવીશ ઉત્તર ભેદો છે.

૫. આયુષ. જેથી દેવાદિ ગતિમાં સ્થિતિ–રહેવું થાય તે આયુષ કર્મ. તેના દેવાયુષાદિ ચાર ઉત્તર ભેદ છે.

૬. નામ જેથી ગતિ, જાત્યાદિ વિવિધ અવસ્થાઓનો અનુભવ થાય તે નામ કર્મ, તેના દેવગત્યાદિ એકસો ત્રણ ઉત્તર ભેદો છે.

૭. ગોત્ર. જેથી ઉચ્ચ કે નીચ કુલમાં જન્મ થવા વડે ઉચ્ચ કે નીચ કહેવાય તે ગોત્ર કર્મ. તેના ઉચ્ચ અને નીચ એ બે ભેદ છે.

૮. અંતરાય. જે દાનાદિ શક્તિઓનો ઘાત કરે તે અન્તરાય કર્મ કહેવાય છે. તેના દાનાન્તરાયાદિ પાંચ ઉત્તર ભેદો છે.

જ્ઞાનાવરણાદિ આઠ કર્મના સ્વભાવને દૃષ્ટાન્તદ્વારા વર્ણવે છે—

पड-पाडिहार-सि-मज्ज-हड-चित्त-कुलाल-भंडगारीणं।
जह एएसिं भावा कम्माण वि जाण तह भावा॥२६॥

[ पट-प्रतिहार-असि-मद्य-हडि-चित्रक-कुलाल-भांडागारिणाम्।
यथैतेषां भावा कर्मणामपि जानीहि तथा भावान्॥ ]

અર્થ—[ यथा ] જેમ [ एतेषां ] એ [ पट ] વસ્ત્ર, પાટો; [ प्रतिहार ] દ્વારપાલ, [ असि ] મધથી ખરડાયલી તલવાર, [ मद्य ] મદિરા, [ हडि ] હેડ, [ चित्रक ] ચિત્રકાર [ कुलाल ] કુંભાર, [ भांडागारिणां ] અને ભંડારીના [ भावाः ] સ્વભાવો છે [ तथा ] તેમ [ कर्मणामपि ] કર્મોના પણ [ स्वभावान् ] સ્વભાવોને [ जानीहि ] જાણ.

વિવેચન—જ્ઞાનાવરણ કર્મનો સ્વભાવ પટ–પાટાના જેવો છે, જેમ ઘન, ઘનતર પાટો ચક્ષુના તેજનું વત્તુ ઓછું આચ્છાદન કરે છે, તેમ મન્દ કે તીવ્ર જ્ઞાનાવરણ કર્મ ઓછે વત્તે અંશે જ્ઞાનનું આચ્છાદન કરે છે. દર્શનાવરણ-કર્મનો સ્વભાવ પ્રતિહારી–દ્વારપાલના સમાન છે. જેમ દ્વારપાલ લોકના વૃત્તાન્તને જાણવાની ઇચ્છાવાળા રાજાને ત્યાં જતા લોકોને રોકતો હોવાથી લોકનું દર્શન થવા દેતો નથી, તેમ દર્શનાવરણ કર્મ જીવરૂપ રાજાને ઘટાદિ પદાર્થ-રૂપ લોકનું દર્શન–સામાન્ય અવબોધ થવા દેતો નથી. વેદ-નીય કર્મનો સ્વભાવ મધથી ખરડાયેલ તલવારની ધારને ચાટવા જેવો છે. જેમ તલવારની ધારને ચાટતાં પ્રથમ મધના સ્વાદનો અનુભવ થાય ત્યારે સુખ ઉપજે અને પછીથી જીભ છેદાય ત્યારે દુઃખ થાય, તેમ વેદનીય કર્મના અનુભવથી

વિષયોને અનુભવવામાં પ્રથમ સુખનો અનુભવ થાય અને પછીથી તેના અભાવમાં દુઃખનો અનુભવ થાય. મોહનીય કર્મનો સ્વભાવ મદિરાના જેવો છે, જેમ મદિરાપાનથી જીવ હિતાહિતનો વિવેક ભૂલી જઇને અવિવેકી બને છે, તેમ મોહનીય કર્મના ઉદયથી જીવ પારમાર્થિક હિતાહિતનો વિવેક ભૂલીને આત્મસ્વરૂપના વિવેક રહિત થાય છે. આયુષ કર્મનો સ્વભાવ હેડનાં જેવો છે, જેમ હેડમાં પડેલો પ્રાણી તેની મુદત પુરી થયા શિવાય છુટી શકતો નથી, તેમ આયુષ કર્મના ઉદયથી તેની સ્થિતિ પૂરી થયા શિવાય જીવ છુટી શકતો નથી. નામકર્મનો સ્વભાવ ચિતારાના સરખો છે. જેમ ચિતારો વિવિધ પ્રકારના રૂપો-ચિત્રો કરે છે તેમ નામકર્મ જીવના ગતિ, જાતિ અને શરીરાદિ વિવિધ રૂપો કરે છે. ગોત્રકર્મનો સ્વભાવ કુંભારના જેવો છે, જેમ કુંભાર મંગલ માટે અને મદિરા ભરવા માટે ઘડાઓ બનાવે, અને તે આકાર માત્રથી પૂજા અને નિંદાપાત્ર થાય તેમ ગોત્રકર્મ જીવને ઉચ્ચ અને નીચકુલમાં ઉત્પન્ન કરે અને તેટલા માત્રથી જીવ પ્રશસા કે નિન્દાપાત્ર થાય. અન્તરાય કર્મનો સ્વભાવ ભંડારીના સમાન છે જેમ ભંડારી રાજાને દાનાદિ કરવામા પ્રતિબધ કરે છે, તેમ અન્તરાય કર્મ જીવને દાનાદિ કરવામાં પ્રતિબંધ કરે છે.

કર્મોનો ઉત્કૃષ્ટ સ્થિતિબધ કહે છે—

नाणे य दंसणावरणे वेयणिए चेव अंतराए अ।
तीसं कोडाकोडी अयराणं ठिई अ उक्कोसा ॥ ३७॥

सत्तरि कोडाकोडी मोहणिए वीस नाम-गोएसु ।
तित्तीसं अयराइं आउट्ठिइबंध उक्कोसा ॥३८॥

[ ज्ञाने च दर्शनावरणे वेदनीये चैव अन्तराये च ।
त्रिंशत् कोटाकोटयोऽतराणां स्थितिश्च उत्कृष्टा ।
सप्ततिः कोटाकोटयो मोहनीये विंशतिर्नाम-गोत्रयोः ।
त्रयस्त्रिंशद् अतराणि आयुःस्थितिबन्ध उत्कर्षात् ॥ ]

અર્થ—[ ज्ञाने च ] જ્ઞાનાવરણકર્મ, [ दर्शनावरणे ] દર્શનાવરણ કર્મ, [ वेदनीये च ] વેદનીય કર્મ, [ अन्तराये च ] અને અન્તરાય કર્મની [ उत्कृष्टा ] ઉત્કૃષ્ટ [ स्थितिश्च ] સ્થિતિ [ त्रिंशत् कोटाकोटयोऽतराणां ] ત્રીશ કોડાકોડી સાગરોપમ છે. [ मोहनीये ] મોહનીય કર્મની [ उत्कर्षात् ] ઉત્કૃષ્ટથી [ सप्ततिः कोटाकोट्यः ] સીત્તેર કોડાકોડી સાગરોપમ, [ नाम-गोत्रयोः ] નામ અને ગોત્રકર્મની [ विंशति ] વીશ કોડાકોડી સાગરોપમ અને [ त्रयस्त्रिंशद् अतराणि ] તેત્રીશ સાગરોપમ, [ आयुःस्थितिबन्धः ] આયુષ કર્મનો સ્થિતિબન્ધ છે.

વિવેચન—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને અન્તરાય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીશ કોટાકોટી સાગરોપમ છે, મોહનીય કર્મની સીત્તેર કોટાકોટી સાગરોપમ છે, નામ અને ગોત્ર કર્મની વીશ કોટાકોટી સાગરોપમ છે, અને આયુષ્ય કર્મની તેત્રીશ સાગરોપમની સ્થિતિ છે.

સ્થિતિ એટલે કર્મનો સત્તાકાલ-વિદ્યમાનપણાનો કાલ, અને ઉદયકાલ-વિપાકકાલ, તે અબાધાકાલ સિવાય જાણવો.

જે કર્મનો બન્ધ થયો હોય તે કર્મ તુરતજ ઉદયમાં આવતું નથી, પણ થોડા કાળ પછીજ ઉદયમાં આવે

છે. બન્ધ અને ઉદયકાળની વચ્ચેના અન્તરને—અબાધાકાળ કહે છે. અબાધાકાળ સિવાય બાકીનો ઉદયકાળ સમજવો. જે સમયે કર્મનો બન્ધ થાય છે તેજ સમયે અમુક કાળ સિવાય બાકીના કાળમાં અનુક્રમે ઉદયમાં આવવાને માટે કર્મપુદ્ગલોની રચના થાય છે, તેને નિષેક કહે છે. જેટલા કાળમાં કર્મપુદ્ગલોની રચના થતી નથી તે કાળને અબાધાકાળ કહે છે. જેટલા કોટાકોટી સાગરોપમની સ્થિતિ હોય તેટલા સેંકડો વર્ષનો અબાધાકાળ હોય છે. જેમકે જ્ઞાનાવરણકર્મની ઉત્કૃષ્ટ ત્રીશ કોટાકોટી સાગરોપમની સ્થિતિ બંધાય છે ત્યારે તેનો ત્રણ હજાર વર્ષનો અબાધાકાળ હોય. તે પ્રમાણે બીજા કર્મ સંબન્ધે પણ જાણવું.

કર્મોનો જઘન્ય સ્થિતિબન્ધ કહે છે—

**बारस मुहुत्त जहन्ना वेयणिए अट्ठ नाम-गोएसु।**
**सेसाणंतमुहुत्तं एयं बंधट्ठिईमाणं ॥३९॥**

[ द्वादश मुहूर्ता जघन्या वेदनीये अष्टौ नाम-गोत्रयोः ।
शेषाणामन्तर्मुहूर्तं एतद् बन्धस्थितिमानम् ॥ ]

અર્થ—[ वेदनीये ] વેદનીયકર્મની [ द्वादश मुहूर्ताः ] બાર મુહૂર્તની [ जघन्या ] જઘન્ય સ્થિતિ હોય છે, [ नाम-गोत्रयोः ] નામ અને ગોત્ર કર્મની [ अष्टौ मुहूर्ताः ] આઠ મુહૂર્ત જઘન્ય સ્થિતિ હોય છે. અને [ शेषाणां ] બાકીના કર્મોની [ अन्तर्मुहूर्त्तं ] અન્તર્મુહૂર્ત જઘન્ય સ્થિતિ છે. [ एतद् ] આ [ बन्धस्थितिमानं ] બન્ધની સ્થિતિનું પ્રમાણ કહ્યું.

**વિવેચન**—વેદનીય કર્મની જઘન્ય સ્થિતિ બાર મુહૂર્તના, અને નામ તથા ગોત્ર કર્મની આઠ મુહૂર્તની છે, બાકીના કર્મોની અન્તર્મુહુર્ત સ્થિતિ છે. અહીં વેદનીયકર્મની જઘન્ય સ્થિતિ કહી તે સકષાયી જીવને આશ્રયી જાણવી. અકષાયી જીવને વેદનીય કર્મની બે સમયની સ્થિતિ હોય છે. પ્રથમ સમયે બંધાય છે, બીજે સમયે વેદાય છે અને ત્રીજે સમયે નષ્ટ થાય છે. કોઇ આચાર્ય વેદનીયની જઘન્ય અન્તર્મુહૂર્તની સ્થિતિ માને છે.

**बन्धतत्व समाप्त.**

---

## मोक्षतत्त्व.

હવે મોક્ષતત્ત્વના નવ ભેદો કહે છે—

**संतपयपरूवणया दव्वपमाणं च खित्तफुसणा य।**
**कालो य अंतर भाग भावे अप्पावहुं चेव ॥४०॥**

[ सत्पदप्ररूपणता द्रव्यप्रमाणं च क्षेत्रं स्पर्शना च ।
कालश्च अन्तरं भागो भावोऽल्पवहुत्वं चैव ॥ ]

અર્થ—[ सत्पदप्ररूपणता ] ૧ સત્પદપ્રરૂપણાદ્વાર [ द्रव्यप्रमाणं ] ૨ દ્રવ્યપ્રમાણદ્વાર, [ क्षेत्रं ] ૩ ક્ષેત્રપ્રમાણદ્વાર, [ स्पर्शना च ] ૪ સ્પર્શનાદ્વાર, [ कालश्च ] ૫ કાલદ્વાર, [ अन्तरं ] ૬ અન્તરદ્વાર, [ भागः ] ૭ ભાગદ્વાર [ भावः ] ૮ ભાવદ્વાર [ अल्पबहुत्वं चैव ] અને ૯ અલ્પબહુત્વદ્વાર. એ નવ અનુયોગદ્વારો છે.

**વિવેચન**—મોક્ષતત્ત્વના નવ ભેદ કહ્યા છે, પરન્તુ ખાસ મોક્ષના નવ ભેદો નથી. નવ અનુયોગદ્વાર વડે મોક્ષતત્ત્વનું નિરૂપણ કરેલું હોવાથી તેના નવ ભેદો કહ્યા છે. અનુયોગ–વર્ણન, માહિતી તેના દ્વાર–ઉપાયો તે અનુયોગદ્વાર, તેનો ઉપયોગ કોઈ પણ વસ્તુ કે તત્ત્વના જ્ઞાન માટે થઈ શકે છે.[1] અહીં માત્ર મોક્ષતત્ત્વના જ્ઞાન માટે તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

૧. સત્પદપ્રરૂપણા. વિદ્યમાન પદાર્થની સામાન્યરૂપે અને વિશેષરૂપે પ્રરૂપણા કરવી. જેમકે મોક્ષ વિદ્યમાન છે કે નહિ એવો વિચાર તે સામાન્યપ્રરૂપણા. અને માર્ગણા સ્થાનમાં કઈ માર્ગણાએ મોક્ષ પામી શકાય તેવો વિચાર કરવો તે વિશેષ પ્રરૂપણા.

૨. દ્રવ્યપ્રમાણ. દ્રવ્ય–વસ્તુઓનું પ્રમાણ કરવું, જેમકે મુક્ત જીવો કેટલા છે ? તે વિચાર કરવો તે દ્રવ્યપ્રમાણદ્વાર.

૩ ક્ષેત્ર. ક્ષેત્ર એટલે આકાશ, રહેવાનું સ્થાન, જેમકે સિદ્ધના જીવો ક્યાં અને કેટલા ક્ષેત્રમાં રહેલા છે એવો વિચાર કરવો તે ક્ષેત્રદ્વાર.

૪. સ્પર્શના જેટલા આકાશ પ્રદેશનો સ્પર્શ થાય

---

1 सतसंख्या-स्पर्शन-क्षेत्र-काल-न्तर-भाव-ल्पबहुत्वैश्च (तत्त्वा० अ. १ सू.) સત, સંખ્યા, સ્પર્શન, ક્ષેત્ર, કાલ અન્તર, ભાવ, અને અલ્પબહુત્વ એ આઠ અનુયોગવડે જીવાદિ તત્ત્વોનું જ્ઞાન થાય છે. અહિં ઉપરના નવ અનુયોગમાં 'ભાવદ્વાર' શીવાય આઠ અનુયોગ કહ્યાં છે

તે સ્પર્શના દ્વાર,જેમકે મુક્ત જીવોને કેટલા આકાશ પ્રદેશની સ્પર્શના હોય છે એવો વિચાર કરવો તે. ક્ષેત્ર અને સ્પર્શનામાં એટલો વિશેષ છે કે માત્ર અવગાઢ–અવગાહેલું આકાશ હોય તે ક્ષેત્ર કહેવાય છે, અને અવગાહેલા તથા ન અવગાહેલા આકાશની સ્પર્શના હોય છે, માટે ક્ષેત્ર કરતાં સ્પર્શના જુદી છે. અર્થાત્ જે દ્રવ્ય જેટલા આકાશ પ્રદેશોમાં રહેલું હોય તે ક્ષેત્ર કહેવાય છે, અને ક્ષેત્ર તથા તેની છ દિશાએ એક એક આકાશ પ્રદેશના પ્રતરની સ્પર્શના હોય છે, માટે ક્ષેત્ર થકી સ્પર્શના ભિન્ન છે,

૫. કાલદ્વાર. દ્રવ્યની સ્થિતિ કેટલા કાળ સુધી હોય તેવો વિચાર કરવો તે કાલદ્વાર. જેમકે મુક્ત જીવો મુકતાવસ્થામાં કેટલા કાળ સુધી રહે છે એવો વિચાર કરવો તે.

૬. અન્તર. અન્તર એટલે કાલનું વ્યવધાન, જેમકે સિદ્ધના જીવોને કેટલું અન્તર હોય છે એ વિચાર કરવો તે .અંતરદ્વાર.

૭. ભાગ. સિદ્ધના જીવો સંસારી જીવોના કેટલામે ભાગે હોય છે તે વિચાર કરવો તે ભાગદ્વાર.

૮. ભાવ. ભાવ એટલે જીવનો સ્વભાવ. તેના [1]ક્ષાયિકાદિ પાંચ ભેદો છે. તે પાંચ ભાવોમાં મુક્ત જીવો કયા ભાવે વર્તતા હોય એ વિચાર કરવો તે ભાવદ્વાર.

---

૧ ભાવ—કર્મના ઉપશમ, ક્ષય, ક્ષયોપશમ, ઉદય અને પરિણામ વડે થયેલો જીવનો સ્વભાવ તે ભાવ. તેના પાંચ પ્રકાર છે–૧ ઔપશમિક, ૨ ક્ષાયિક, ૩ ક્ષાયોપશમિક, ૪ ઔદયિક અને ૫ પારિણામિક,

૧ ઔપશમિક—મોહનીય કર્મના ઉપશમથી થયેલો તે ઔપશમિકભાવ. તેના સમ્યગ્દર્શન અને ચારિત્ર એ બે ભેદ છે.

૯. અલ્પબહુત્વ. જુદા જીવોના, અલ્પબહુત્વનો વિચાર કરવો તે અલ્પબહુત્વદ્વાર.

પ્રથમ સત્પદપ્રરૂપણા દ્વાર કહે છે—

**संतं सुद्धपयत्ता विज्जंतं खकुसुमं व न असंतं।**
**मुक्खत्ति पयं तस्स उ परूवणा मग्गणाईहिं॥४१॥**

[सत् शुद्धपदत्वाद् विद्यमानं खकुसुममिव न असद्।
मोक्ष इति पदं तस्य तु प्ररूपणा मार्गणादिभिः॥]

અર્થ—[मोक्ष इति पदं] મોક્ષ એ વસ્તુ, [सत्] સત્ એટલે [विद्यमानं] વિદ્યમાન છે, [शुद्धपदत्वात्] એક પદ

---

૨ ક્ષાયિકભાવ—કર્મના ક્ષયથી થયેલો સ્વભાવ તે ક્ષાયિક ભાવ, તેના નવ ભેદ છે—૧ ક્ષાયિક સમ્યગ્દર્શન, ૨ ક્ષાયિક ચારિત્ર, ૩ કેવલજ્ઞાન, ૪ કેવલદર્શન, ૫–૯ દાનાદિ લબ્ધિઓ,

૩ ક્ષાયોપશમિકભાવ. કર્મના ક્ષયોપશમથી થયેલો પરિણામ તે ક્ષાયોપશમિક ભાવ, તેના અઢાર ભેદ છે. ૧ સમ્યગ્દર્શન, ૨ સર્વવિરતિ ચારિત્ર, ૩–૬ મતિજ્ઞાનાદિ ચાર જ્ઞાન, ૭–૯ ચક્ષુદર્શનાદિ ત્રણ દર્શન, ૧૦–૧૪ દાનાદિ પાંચ લબ્ધિઓ, ૧૫–૧૭ મત્યાદિ ત્રણ અજ્ઞાન અને ૧૮ દેશવિરતિ.

૪ ઓદયિકભાવ—કર્મના ઉદયથી થયેલો જીવનો પરિણામ તે ઔદયિક ભાવ, તેના એકવીશ ભેદો છે—૧ અજ્ઞાન, ૨ અસિદ્ધત્વ, ૩ અવિરતિ, ૪–૯ કૃષ્ણાદિ ૭ લેશ્યાઓ, ૧૦–૧૩ ચાર કષાયો, ૧૪–૧૭ ચાર ગતિ, ૧૮–૨૦ ત્રણ વેદ અને ૨૧ મિથ્યાત્વ.

૫ પારિણામિકભાવ—કર્મના ક્ષયાદિ શિવાય આત્માનો સ્વભાવિક જે ભાવ તે પારિણામિક ભાવ; તેના ત્રણ ભેદ છે—૧ જીવત્વ, ૨ ભવ્યત્વ, અને ૩ અભવ્યત્વ.

વડે વાચ્ય છે માટે, [ खकुसुमामिव ] આકાશના કુસુમની પેઠે [न असद्] અવિદ્યમાન નથી. [ तस्य ] તેનો-મોક્ષનો [प्ररूपणा] વિચાર [ मार्गणादिभिः ] ગત્યાદિ ચૌદ માર્ગણા દ્વારા કરવો.

**વિવેચન**—પ્રથમ સામાન્યરૂપે અનુમાનદ્વારા× મોક્ષને વિષે સત્પદપ્રરૂપણાદ્વાર કહે છે. ૧ મોક્ષ વિદ્યમાન છે, ૨ એક પદ વાચ્ય હોવાથી, ૩ આ વિશ્વમાં જે જે એકપદવાચ્ય વસ્તુ છે તે તે અવશ્ય વિદ્યમાન હોય છે, જેમ ઘટ. જે વસ્તુ વિદ્યમાન હોતી નથી તે એકપદવાચ્ય પણ હોતી નથી. જેમકે આકાશપુષ્પ. અર્થાત્ એકપદવાચ્ય વસ્તુ અવશ્ય વિદ્યમાન હોય છે, અને દ્વિપદવાચ્ય વસ્તુ ક્વચિત્ હોય છે અને ક્વચિત્ હોતી નથી. દ્વિપદવાચ્ય ગોશૃંગાદિ વસ્તુઓ હોય છે. આકાશપુષ્પાદિ વસ્તુઓ હોતી નથી. ૪ મોક્ષ એ એકપદવાચ્ય છે, ૫ માટે તે અવશ્ય છે. તેની ગત્યાદિ ચૌદ માર્ગણાને વિષે વિશેષરૂપે સત્પદપ્રરૂપણા કરવી.

ચૌદ માર્ગણાદ્વાર કહે છે—

**गइ इंदिय काये जोए वेए कसाय नाणे अ ।**
**संजम दंसण लेसा भव सम्मे सन्नि आहारे॥ ४२॥**

---

× પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ ઉપનય અને નિગમન—એ ન્યાય-પરાર્થાનુમાનના પાંચ અવયવો છે. તે દ્વારા અહીં મોક્ષનું અસ્તિત્વ જણાવે છે. ૧ પ્રતિજ્ઞા-' મોક્ષ વિદ્યમાન છે ' ૨ હેતુ—એકપદ વાચ્ય છે તેથી ' ૩ ઉદાહરણ—જે જે એકપદવાચ્ય હોય છે તે તે વિદ્યમાન હોય છે, જેમકે ઘટ. ૪ ઉપનય—મોક્ષ એકપદવાચ્ય છે. ૫ નિગમન—તેથી વિદ્યમાન છે. જુઓ તર્કસંગ્રહ. प्रतिज्ञा-हेतू दाहरण-उपनय-निगमनानि पंचावयवाः

[ गतिरिन्द्रिय कायो योगो वेदः कपायो ज्ञानं च ।
सयमो दर्शन लेश्या भवः सम्यग् सज्ञी आहारः ॥]

અર્થ—[ गति ] ગતિમાર્ગણા, [ इन्द्रिय ] ઇન્દ્રિયમાર્ગણા, [ काय ] પૃથિવીકાયાદિ માર્ગણા, [ योग ] મનોયોગાદિ, [वेदः] પુરૂષવેદાદિ, [ कषाय ] ક્રોધાદિ કષાય, [ ज्ञान ] મતિજ્ઞાનાદિ, [सयम] સામાયિકાદિ ચારિત્ર, [दर्शन] ચક્ષુદર્શનાદિ, [लेश्या] કૃષ્ણાદિ લેશ્યાઓ, [ भव ] ભવસિદ્ધિકમાર્ગણા, [सम्यग्दर्शन] ક્ષાયિકાદિ સમ્યગ્દર્શન, [ सज्ञी ] સજ્ઞીમાર્ગણા, [ आहार ] આહારકમાર્ગણા એ ચાદ માર્ગણાદ્વાર છે

વિવેચન—મોક્ષને વિષે સામાન્યરૂપે સત્પદપ્રરૂપણા કરી, હવે ગત્યાદિ ચૌદ માર્ગણાદ્વારા વિશેષરૂપે સત્પદની પ્રરૂપણા કરવા માટે માર્ગણાદ્વારનું કથન કરે છે માર્ગણા વિચાર કરવાના દ્વાર–પ્રકારોને માર્ગણાદ્વાર કહે છે તેના ગત્યાદિ ચૌદ ભેદ છે અને બાસઠ ઉત્તર ભેદો છે

૧ ગતિ. ગતિના ચાર પ્રકાર છે–૧ દેવ, ૨ મનુષ્ય, ૩ તિર્યંચ, ૪ નારક

૨ ઇન્દ્રિય ઇન્દ્રિયમાર્ગણાના પાચ પ્રકાર છે–૧ એકેન્દ્રિય, ૨ બેઇન્દ્રિય, ૩ તેઇન્દ્રિય, ૪ ચઉરિન્દ્રિય અને ૫ પચેન્દ્રિય

૩ કાય. પૃથિવીકાયિકથી માંડીને ત્રસકાયપર્યન્ત કાયમાર્ગણાના છ પ્રકાર છે

૪ યોગ. યોગના ત્રણ પ્રકાર છે–મનોયોગ, વચન યોગ અને કાયયોગ તેમા એકેન્દ્રિય જીવોને કેવળ કાયયોગ હોય છે. કાયયોગ અને વચનયોગ બન્ને બેઇન્દ્રિયથી માંડીને અસજ્ઞી પચેન્દ્રિય પર્યન્ત હોય છે, અને કાયયોગ

વચનયોગ અને મનોયોગ એ ત્રણે યોગ સંજ્ઞી પંચેન્દ્રિય પર્યાપ્તાને જ હોય છે.

**૫. વેદ.** પુરુષવેદ, સ્ત્રીવેદ, અને નપુંસકવેદ એ ત્રણ પ્રકારે વેદમાર્ગણા છે, તેમાં નારક અને સંમૂર્છિમ જીવોને નપુંસકવેદ છે, દેવોમાં પુરુષવેદ અને સ્ત્રીવેદ છે, અને ગર્ભજ મનુષ્ય તથા તિર્યંચમાં ત્રણે વેદો હોય છે.

**૬. કષાય.** ક્રોધ, માન, માયા અને લોભ એ કષાયના ચાર ભેદ છે.

**૭. જ્ઞાન.** જ્ઞાનમાર્ગણામાં જ્ઞાન અને તેના વિરુદ્ધ અજ્ઞાનનું પણ ગ્રહણ થતું હોવાથી મત્યાદિ પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન મળીને તેના આઠ પ્રકાર છે.

**૮. સંયમ.** સંયમ–ચારિત્રમાર્ગણામાં [1]ચારિત્ર અને તેના પ્રતિપક્ષી અચારિત્ર–દેશવિરતિ અને અવિરતિનું ગ્રહણ થતું હોવાથી તેના સાત પ્રકાર થાય છે–૧ સામાયિકચારિત્ર, ૨ છેદોપસ્થાપનીય, ૩ પરિહારવિશુદ્ધિ, ૪ સૂક્ષ્મસંપરાય, ૫ યથાખ્યાત, ૬ દેશવિરતિ અને ૭ અવિરતિ.

**૯. દર્શન.** ૧ ચક્ષુદર્શન, ૨ અચક્ષુદર્શન, ૩ અવધિદર્શન અને ૪ કેવલદર્શન એ દર્શનમાર્ગણાના ચાર ભેદ છે.

---

૧ ચારિત્રના સર્વવિરતિ અને દેશવિરતિ એ બે ભેદ છે. પણ માર્ગણા પ્રસંગે સર્વવિરતિ ચારિત્રના પ્રતિપક્ષી તરીકે દેશવિરતિનું ગ્રહણ કરેલું છે. સર્વવિરતિ ચારિત્ર સાધુઓને હોય છે, અને તેના સામાયિકાદિ પાંચ ભેદ છે. દેશવિરતિ એક પ્રકારે છે અને એ શ્રાવકોને હોય છે.

૧૦. લેશ્યા. મન વચન અને શરીરમાં રહેલા એક જાતના પુદ્ગલોના સંબન્ધથી જે જીવના શુભાશુભ પરિણામ થાય છે તેને લેશ્યા કહે છે. જ્યારે જીવનો તીવ્ર કષાયયુક્ત પરિણામ હોય છે, ત્યારે કૃષ્ણાદિ અશુભ લેશ્યાઓ હોય છે અને જ્યારે કષાયની મન્દતા કે કષાયનો અભાવ હોય છે ત્યારે શુભલેશ્યાઓ હોય છે. લેશ્યાના છ પ્રકાર છે–૧ કૃષ્ણલેશ્યા, ૨ નીલલેશ્યા, ૩ કાપોતલેશ્યા, ૪ તેજોલેશ્યા, ૫ પદ્મલેશ્યા અને ૬ શુક્લલેશ્યા. તેમાં પ્રથમની ત્રણ લેશ્યા અશુભ છે અને બાકીની ત્રણ લેશ્યા શુભ છે. તેમાં કૃષ્ણલેશ્યા તીવ્રઅશુભ પરિણામરૂપ છે અને તેથી ઉત્તરોત્તર કાંઇક શુભપરિણામ રૂપ બીજી લેશ્યાઓ છે. તેજોલેશ્યા શુભપરિણામરૂપ છે, અને પછીની લેશ્યાઓ ઉત્તરોત્તર વધારે શુભપરિણામરૂપ છે.તે જાંબુ ખાનાર *છ પુરુષોના દૃષ્ટાંતથી જાણવી.

---

* છ પુરુષો જાંબુ ખાવા માટે એક વનમાં ગયા, જાંબુના ઝાડને જોઇને તેમાનો એક પુરૂષ બોલ્યો કે ' આ જાંબુનું ઝાડ કાપી નાખીએ અને જાંબુ ખાઇએ ". બીજા પુરુષે કહ્યું કે–આખું ઝાડ કાપી નાખવાની કંઈ જરૂર નથી, પરન્તુ જાંબુવાળી ઝાડની શાખાઓ કાપી નાખીએ'. ત્યારે ત્રીજો બોલ્યો કે શાખા કાપવાની શી જરૂર છે? નાની ડાળીઓ કાપી નાખીએ '. ચોથો પુરૂષ બોલ્યો–' ડાળો કાપવાની પણ જરૂર નથી, માત્ર જાંબુવાળા ગુચ્છા તોડવાથી આપણું કામ ચાલશે. ત્યારે પાંચમો પુરૂષ બોલ્યો કે ગુચ્છા તોડવાની પણ આવશ્યકતા નથી. માત્ર પાકા જાંબુ તોડી લઇએ ' તે સાંભળી છઠ્ઠો પુરુષ બોલ્યો કે ' પાકા જાંબુ તોડવાની પણ જરૂર નથી, અહીં નીચે પાકાં જાંબુઓ પુષ્કળ પડ્યાં છે એ ખાઇએ. જેમ જાંબુ ખાનારા છ

૧૧. ભવસિદ્ધિક ( ભવ્ય ). ભવસિદ્ધિકમાર્ગણામાં ભવ્ય અને તેના પ્રતિપક્ષી અભવ્ય જીવોનું ગ્રહણ હોવાથી તેના બે ભેદ છે-૧ ભવ્ય-મોક્ષગમનને યોગ્ય જીવો, અને અભવ્ય-મોક્ષગમનને અયોગ્ય જીવો, ભવ્યજીવો અનન્તાનન્ત છે, અને તેને અનન્તમે ભાગે અભવ્ય જીવો છે.

૧૨. સમ્યક્ત્વ. સમ્યક્ત્વમાર્ગણામાં સમ્યગ્દર્શન અને તેના પ્રતિપક્ષ સાસ્વાદન, મિશ્ર અને મિથ્યાત્વનું ગ્રહણ હોવાથી તેના છ ભેદ છે-૧* ક્ષાયિક, ૨ ઔપશમિક, ૩ ક્ષાયોપશમિક, ૪ સાસ્વાદન, ૫ મિશ્ર, અને ૬ મિથ્યાત્વ.

---

પુરુષના પરિણામ શુભાશુભ છે પ્રથમ પુરુષના પરિણામ અશુભ છે અને બીજા પુરુષના પરિણામ ઉત્તરોત્તર શુભ છે, તેવા કૃષ્ણાદિ લેશ્યાઓના પરિણામ જાણવા. જાંબુ ખાવા માટે ઝાડને કાપવાના અશુભ પરિણામવાળા પહેલા પુરુષના જેવો અશુભ પરિણામયુક્ત કૃષ્ણ લેશ્યાવાળો જીવ જાણવો. એ પ્રમાણે બીજી લેશ્યાઓ સંબન્ધે પણ જાણી લેવું.

* સમ્યગ્દર્શનના ક્ષાયિકાદિ ત્રણ ભેદ છે.

૧ **ક્ષાયિકસમ્યગ્દર્શન**—અનન્તાનુબન્ધી ક્રોધ, માન, માયા, અને લોભ તથા સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય, અને મિથ્યાત્વમોહનીયના ક્ષયથી જે સત્ય તત્ત્વની રુચિ થાય તે ક્ષાયિકસમ્યગ્દર્શન.

૨ **ઔપશમિકસમ્યક્ત્વ**—મિથ્યાત્વમોહનીય અથવા ઉપરની સાત પ્રકૃતિના ઉપશમથી જે સત્ય તત્ત્વની રુચી થાય તે ઔપશમિકસમ્યક્ત્વ.

૩ **ક્ષાયોપશમિકસમ્યક્ત્વ**—સમ્યક્ત્વમોહનીય સિવાય બાકીની છ પ્રકૃતિના ક્ષયોપશમ અને સમ્યક્ત્વમોહનીયના ઉદયથી જે સત્ય તત્ત્વની રુચિ થાય તે ક્ષાયોપશમિકસમ્યક્ત્વ. કર્મના રસોદય અને

૧૩. સંજ્ઞી. સંજ્ઞીમાર્ગણામાં સંજ્ઞી અને તેના પ્રતિપક્ષ અસંજ્ઞીનું ગ્રહણ થાય છે, તેથી તેના બે ભેદ છે. સંજ્ઞી–મનસહિત અને અસંજ્ઞી–મનરહિત.

૧૪. આહારક. આહારકમાર્ગણામાં આહારક અને તેના પ્રતિપક્ષ અનાહારકનું ગ્રહણ થતું હોવાથી તેના બે ભેદ છે, કોઇ પણ પ્રકારનો આહાર કરે તે આહારક, આહારના ત્રણ પ્રકાર છે–૧ ઓજાહાર, લોમાહાર, અને પ્રક્ષેપાહાર. તેમાં સર્વ જીવોને અપર્યાપ્તાવસ્થામાં ઓજાહાર હોય છે. પર્યાપ્તાવસ્થામાં ત્વચાના સ્પર્શદ્વારા લોમાહાર હોય છે. અને જ્યારે કવલાહાર કરે છે ત્યારે તેને પ્રક્ષેપાહાર હોય છે. તે ત્રણ પ્રકારના આહારમાંથી કોઇ પણ પ્રકારનો આહાર ન કરે તે અનાહારક.

---

પ્રદેશોદયનો એમ બે પ્રકારે ઉપશમ હોય છે. જ્યાં માત્ર રસોદયનો ઉપશમ ( ઉદયનો અભાવ ) હોય પણ પ્રદેશથી ઉદય હોય તે ક્ષયોપશમ, અને બન્ને પ્રકારે ઉદય ન હોય તે ઉપશમ કહેવાય છે.

૪ સાસ્વાદન–ઔપશમિક સમ્યગ્દર્શનની સ્થિતિ અન્તર્મુહૂર્તની છે, તેમાંથી જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી છ આવલિકા બાકી હોય ત્યારે જીવને અનન્તાનુબન્ધી કષાયનો ઉદય થાય છે અને સમ્યગ્દર્શનને વમે છે–તજે છે. જ્યાંસુધી મિથ્યાત્વને પ્રાપ્ત થયો નથી હોતો ત્યાંસુધી તે થોડાક સમ્યક્ત્વના અંશનો આસ્વાદ લેતો હોવાથી તે સાસ્વાદન કહેવાય છે.

૫ મિશ્ર–મિશ્રમોહનીયના ઉદયથી જિનોક્ત તત્ત્વમાં રુચિ અને અરુચિરહિત પરિણામ હોય તે મિશ્રદૃષ્ટિ. તેનો સ્થિતિકાલ માત્ર અન્તર્મુહૂર્ત છે.

૬ મિથ્યાત્વ–મિથ્યાત્વમોહનીયના ઉદયથી જિનેશ્વરે કહેલા તત્ત્વની અરુચિરૂપ પરિણામને મિથ્યાત્વ કહે છે.

હવે વિશેષરૂપે માર્ગણુદ્વારા સત્પદની પ્રરૂપણા કરે છે—

नरगइ-पणिंदि-तस-भव-सन्नि-अहक्खाय-खइअ-सम्मत्ते ।
मुक्खोऽणाहार-केवल-दंसण-नाणेसु न सेसेसु॥४३॥

[ नरगति-पञ्चेन्द्रिय-त्रस-भव-संज्ञि-यथाख्यात-क्षायिकसम्यक्त्वे।
मोक्षोऽनाहार–केवलदर्शन–ज्ञानेषु न शेषेषु ॥

અર્થ—[नरगति-] મનુષ્યગતિ,[-पञ्चेन्द्रिय-] પંચેન્દ્રિય-જાતિ, [ त्रस- ] ત્રસકાય, [-भव-] ભવ્ય, [-संज्ञि-] સંજ્ઞી, [-यथाख्यात-] યથાખ્યાતચારિત્ર, [-क्षायिकसम्यक्त्वे] ક્ષાયિક-સમ્યક્ત્વમાર્ગણાએ, તથા [ अनाहार ] અનાહારક, [ केवल-दर्शन-ज्ञानेषु ] કેવલદર્શન અને કેવલજ્ઞાનમાર્ગણાએ [ मोक्ष ] મોક્ષ છે, [ न शेषेषु ] બાકીની માર્ગણામાં મોક્ષ નથી.

**વિવેચન**—અહીં મનુષ્યગતિ, પંચેન્દ્રિયજાતિ, ત્રસ-કાય અને સંજ્ઞીમાર્ગણાએ મોક્ષ કહ્યો છે તે પૂર્વભાવની અપેક્ષાથી જાણવો, કારણ કે દેહાદિકના વિયોગને મોક્ષ કહે છે, અને દેહાદિકના અભાવમાં મનુષ્યગતિ વગેરે હોતા નથી.

ગતિ માર્ગણામાં મનુષ્યગતિમાર્ગણાએ મોક્ષ થાય છે. પરન્તુ બાકીની ત્રણ ગતિમાં મોક્ષ થતો નથી.

ઈંદ્રિય માર્ગણામાં પંચેન્દ્રિય માર્ગણાએ મોક્ષ છે, પણ એકેન્દ્રિયાદિ ચાર માર્ગણાએ મોક્ષ નથી.

કાયમાર્ગણામાં ત્રસકાયમાર્ગણાએ મોક્ષ છે, પણ પૃથિવીકાયાદિ પાંચ માર્ગણાએ મોક્ષ નથી.

ભવસિદ્ધકમાર્ગણામાં ભવ્યમાર્ગણાએ મોક્ષ હોય છે, પણ અભવ્ય માર્ગણાએ મોક્ષ નથી.

સંજ્ઞીમાર્ગણામાં સંજ્ઞીપણામાં મોક્ષ હોય છે, પણ અસંજ્ઞીપણામાં હોતો નથી.

ચારિત્રમાર્ગણામાં સર્વથા મોહના અભાવથી થયેલ યથાખ્યાતચારિત્ર માર્ગણાએ મોક્ષ હોય છે, પણ બીજા સામાયિકાદિ છ માર્ગણામાં નથી.

સમ્યક્ત્વમાર્ગણામાં ક્ષાયિક સમ્યક્ત્વ માર્ગણાએ મોક્ષ હોય છે, પણ ઔપશમિકાદિ પાંચ માર્ગણાએ મોક્ષ નથી.

આહારકમાર્ગણામાં અનાહારપણે મોક્ષ થાય છે, પણ પણ આહારકપણે મોક્ષ હોતો નથી.

દર્શનમાર્ગણામાં કેવલદર્શનમાર્ગણાએ મોક્ષ થાય છે, પણ બાકીની ચક્ષુદર્શનાદિ ત્રણ માર્ગણાએ મોક્ષ થતો નથી

જ્ઞાનમાર્ગણામાં કેવલજ્ઞાનમાર્ગણાએ મોક્ષ થાય છે, પણ મત્યાદી છ માગણાએ મોક્ષ નથી. એ પ્રમાણે ગત્યાદિ ચૌદ માર્ગણાદ્વારને વિષે મોક્ષના સત્પદની પ્રરૂપણા કરી.

દ્રવ્યપ્રમાણદ્વાર અને ક્ષેત્રદ્વાર કહે છે—

**दव्वपमाणे सिद्धाणं जीवदव्वाणि हुंति णंताणि।**
**लोगस्स असंखिज्जे भागे इक्को य सव्वेवि ॥४४॥**

[ द्रव्यप्रमाणे सिद्धानां जीवद्रव्याणि भवन्ति अनन्तानि ।
लोकस्यासंख्येये भागे एकश्च सर्वेऽपि ॥ ]

અર્થ—[ द्रव्यप्रमाणे ] દ્રવ્યપ્રમાણદ્વારને વિષે [ सिद्धानां ] સિદ્ધોના [ जीवद्रव्याणि ] જીવદ્રવ્યો [ अनन्तानि ] અનન્ત [ भवन्ति ] છે [ लोकस्य ] લોકના [ असंख्येये भागे ] અસંખ્યાતમાં ભાગે [ एकश्च ] એક સિદ્ધ અને [ सर्वेऽपि ] સર્વ સિદ્ધો પણ છે

**વિવેચન**—મોક્ષને વિષે દ્રવ્ય પ્રમાણદ્વારનો વિચાર કરતાં સિદ્ધના જીવો અનન્ત છે. અને તે સર્વ સંસારી જીવોના અનન્તમા ભાગે છે. હવે ક્ષેત્રદ્વાર કહે છે-સિદ્ધના જીવો લોકના-ચૌદરાજ પ્રમાણ આ જગતના અસંખ્યાતમા ભાગના ક્ષેત્રને વિષે રહેલા છે. લોકના અગ્ર ભાગે પીસતાલીશ લાખ યોજન પ્રમાણ સિદ્ધશિલા છે. ત્યાંથી એક યોજન દૂર લોકનો અન્ત છે, તે એક યોજનના ચોવીશમા ભાગમાં લોકાન્તને અડકીને પીસતાળીશ લાખ યોજન પ્રમાણ ક્ષેત્રમાં સર્વ સિદ્ધના જીવો રહેલા છે. કારણ કે ઉત્કૃષ્ટ પાંચસો ધનુષના શરીરવાળા સિદ્ધ થાય છે, અને જ્યારે શરીરનો ત્યાગ કરે છે ત્યારે શરીરના અંદરનો પોલાણનો ભાગ પુરાઈ આત્મપ્રદેશોનો ઘન થાય છે, તેથી તેમના મૂળ-શરીરની અવગાહનાનો એક તૃતીયાંશ ભાગ ઘટે છે અને બે તૃતીયાંશ ભાગ બાકી રહે છે, માટે પાંચસો ધનુષના શરીરવાળા જીવોની સિદ્ધાવસ્થામાં અવગાહના ત્રણસો તેત્રીશ ધનુષ, એક હાથ અને આઠ આંગળની હોય છે. સૌથી જઘન્ય બે હાથના શરીરવાળા સિદ્ધ થાય છે, અને તેથી તેની અવગાહના સિદ્ધાવસ્થામાં એક હાથ અને આઠ આંગળ હોય છે. સર્વ સિદ્ધોનું ક્ષેત્રપ્રમાણ પીસતાળીશ લાખ યોજન છે; કારણ કે મનુષ્યક્ષેત્રમાંથીજ મોક્ષે જાય છે અને મનુષ્યક્ષેત્રનું તેટલુંજ પ્રમાણ છે, અને તે ક્ષેત્ર લોકનો અસંખ્યાતમો ભાગ છે, માટે લોકના અસંખ્યાતમા ભાગના ક્ષેત્રમાં સર્વ સિદ્ધો તેમજ એક સિદ્ધ રહેલા છે.

હવે સ્પર્શના, કાલ અને અન્તરદ્વાર કહે છે—

फुसणा अहिया कालो इगसिद्ध पडुच्च साइओणंतो।
पडिवायाभावाओ सिद्धाणं अंतरं नत्थि ॥४५॥

[स्पर्शनाऽधिका काल एकसिद्धं प्रतीत्य साद्यनन्तः ।
प्रतिपाताभावाद् सिद्धानां अन्तरं नास्ति ॥ ]

અર્થ—[स्पर्शना अधिका] (ક્ષેત્રકરતાં) સ્પર્શના અધિક છે. [एकसिद्ध प्रतीत्य] એક સિદ્ધને આશ્રયી [साद्यनन्त.] સાદિઅનન્ત [कालः] કાલ છે. [प्रतिपाताभावात्] પડવાનો–ચ્યવવાનો અભાવ હોવાથી [सिद्धानां] સિદ્ધ જીવોને [अन्तरं] અન્તર [नास्ति] નથી.

વિવેચન—હવે સ્પર્શનાદ્વાર વિચારે છે. સિદ્ધના જીવોની ક્ષેત્ર કરતાં સ્પર્શના અધિક છે. દ્રવ્ય જેટલા આકાશ પ્રદેશમાં રહેલું હોય તે ક્ષેત્ર કહેવાય છે અને તેનાથી સ્પર્શના આસપાસના એક એક આકાશપ્રદેશ પ્રમાણ અધિક હોય છે. જેમકે એક પરમાણુનું ક્ષેત્ર એક આકાશપ્રદેશપ્રમાણ છે, અને સ્પર્શના સાત આકાશ-પ્રદેશપ્રમાણ છે. ચાર દિશીના ચાર, ઉર્ધ્વ અને અધોદિશાનો એક પ્રદેશ તથા પરમાણુ જેને વિષે રહ્યો છે તે એક આકાશપ્રદેશ મળીને સાત આકાશ પ્રદેશની સ્પર્શના છે, માટે ક્ષેત્ર કરતાં આસપાસના આકાશપ્રદેશની સ્પર્શના અધિક જાણવી.

કાલદ્વાર અને અન્તરદ્વાર કહેછે—સર્વ સિદ્ધોને આશ્રયી અનાદિ અનન્તકાલછે, કારણ કે સિદ્ધ થવાની કોઇ પણ કાળે શરૂઆત થઈ નથી, તેમજ સિદ્ધ થયા પછી તેનો અન્ત પણ,

નથી—એટલે પુનઃ સંસારમાં આવવાનું નથી, માટે સિદ્ધોને વિષે અન્તર નથી. જો કદાચ સિદ્ધ થયા પછી સંસારમાં આવે અને પુનઃ સિદ્ધ થાય તો સિદ્ધપણાની વચ્ચે અન્તર પડે, પણ તેમ કદિ બનતું નથી માટે સિદ્ધોને વિષે અન્તર નથી.

ભાગદ્વાર અને ભાવદ્વાર કહે છે—

**सव्व जियाण मणन्ते भागे ते तेसिं दंसणं नाणं।**
**खइए भावे परिणामिए अ पुण होइ जिअत्तं ॥४६॥**

[सर्वजीवानामनन्ते भागे ते तेषां दर्शनं ज्ञानम्।
क्षायिके भावे पारिणामिके च भवति पुनर्जीवत्वम् ॥]

અર્થ—[सर्वजीवानां] સર્વ જીવોના [अनन्ते भागे] અનન્તમા ભાગે [ते] તે સિદ્ધના જીવો છે. [तेषां] તેઓનું [दर्शनं] દર્શન અને [ज्ञानं] જ્ઞાન [क्षायिके भावे] ક્ષાયિક ભાવે છે. [पारिणामिके च] અને પારિણામિક ભાવે [पुनर्] વળી [जीवत्वं] તેઓનું જીવત્વ [भवति] છે.

વિવેચન—ભાગદ્વારને વિષે સિદ્ધના જીવો 'અનન્ત' છે, અને તેઓ સર્વ સંસારી જીવોના અનન્તમાં ભાગે છે. ભાવદ્વારને વિષે સિદ્ધોને [1]કેવલજ્ઞાન અને કેવલ દર્શન ક્ષાયિક ભાવે છે. કર્મના ક્ષયથી જે આત્માનો વિશુદ્ધ પરિણામ થાય તે [1]ક્ષાયિક ભાવ ક્ષાયિક ભાવના નવ ભેદોમાંથી સિદ્ધના જીવોને ફક્ત કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે ભેદ હોય છે. બાકીના ક્ષાયિક સમ્યક્ત્વ, ક્ષાયિક ચારિત્ર અને દાનાદિ લબ્ધિઓ એ સાત ભેદ હોતા નથી. દર્શન મોહનીય ત્રિક અને અનન્તાનુબન્ધી ચતુષ્કના ક્ષય રૂપ નિમિત્તથી પ્રાપ્ત

૧. જુઓ ભાવનું સ્વરૂપ ટીપ્પન પૃ. ૧૪૩

થયેલી તત્ત્વરુચિ તે ક્ષાયિક સમ્યગ્દર્શન કહેવાય છે, અને તે રુચિ મતિજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી પ્રગટ થયેલ મતિજ્ઞાનના અપાય રૂપ છે, મતિ જ્ઞાનના અપાયાંશરૂપ રુચિ કેવલજ્ઞાની કે સિદ્ધને હોતી નથી, માટે તેમને ક્ષાયિક સમ્યક્ત્વ નથી. પરન્તુ દર્શનમોહનીય અને અનન્તાનુબંધી કષાયના ક્ષયથી જે આત્મિક ગુણ રૂપ ક્ષાયિક સમ્યગ્દર્શન પ્રગટ થાય છે તે કેવળજ્ઞાની કે સિદ્ધને હોય છે.
1 ક્ષાયિક ચારિત્ર સિદ્ધાત્માઓને હોતું નથી, કારણકે હિંસાદિ સાવદ્ય યોગનો ત્યાગ કરી અહિંસાદિ નિરવદ્ય યોગનું સેવન કરવું તેને ચારિત્ર કહે છે, અને સિદ્ધના જીવો યોગ રહિત હોવાથી તેને યોગની પ્રવૃત્તિ રૂપ ચારિત્ર નથી. પરન્તુ મોહનીય કર્મના ક્ષયથી પ્રગટ થયેલ સ્વસ્વરૂપમાં રમણતા રૂપ જે ક્ષાયિકચારિત્ર તે સિદ્ધને વિષે અવશ્ય હોય છે. વળી સિદ્ધને વિષે પ્રવૃત્તિ રૂપ દાનાદિક નથી, પણ લબ્ધિ રૂપે તો હોય છે. કારણકે અન્તરાય કર્મના ક્ષયથી આત્મિક ગુણ રૂપ દાનાદિક લબ્ધિઓ ક્ષાયિક ભાવે પ્રકટ થાય છે, અને તે સિદ્ધોને અવશ્ય હોય છે. પારિણામિકભાવના ભવ્યત્વ, અભવ્યત્વ અને જીવત્વ એ ત્રણ ભેદ છે, તેમાં સિદ્ધોને વિષે જીવત્વ પારિણામિકભાવે હોય છે, કર્મના ક્ષયાદિક શિવાય સ્વાભાવિક જે ભાવ હોય તેને પારિણામિક ભાવ કહે છે, જીવત્વ કર્મ ક્ષયાદિ નિમિત્ત શિવાય પ્રાપ્ત થયેલું જીવનું સ્વાભાવિક સ્વરૂપ છે, અને તે મોક્ષ અને સંસાર બન્ને અવસ્થામાં હોય છે. માટે સિદ્ધાત્માઓનું જીવત્વ પારિણામિક ભાવે છે.

શિષ્ય—હે ભગવન્! સિદ્ધના જીવોને અન્તરાય કર્મના

ક્ષયથી દાનાદિક લબ્ધિઓ પ્રગટ થાય છે, પરન્તુ તેઓની દાનાદિને વિષે પ્રવૃત્તિ હોતી નથી, તો શું દાનાદિક લબ્ધિઓ નિષ્ફલ છે?

ગુરુ—બાપુ! તારી શંકા ઉચિત છે સિદ્ધને વિષે દાનાદિક લબ્ધિઓ હોય છે, પરન્તુ તેઓની વ્યાવહારિક દાનાદિકને વિષે પ્રવૃત્તિ નથી, પણ તેઓને નૈશ્ચયિક દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્યલબ્ધિ હોય છે. તેઓમાં પરભાવ-પૌદ્ગલિક ભાવના ત્યાગ રૂપ દાન, આત્મિક શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિરૂપ લાભ, આત્મિક શુધ્ધ સ્વરૂપના અનુભવવારૂપ ભોગ-ઉપભોગ અને સ્વભાવમાં પ્રવૃતિ રૂપ વીર્ય હોય છે. પોતાની વસ્તુને આપવી, ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થવી, ભોગ્ય અને ઉપભોગ્ય વસ્તુનો ઉપયોગ કરવો, અને પોતાની શક્તિનો ઉપયોગ કરવો તે ક્ષાયોપશમિક અને વ્યાવહારિક દાનાદિક કહેવાય છે અને તે સિદ્ધના જીવોને હોતા નથી, પણ ક્ષાયિક અને નૈશ્ચયિક દાનાદિ સિદ્ધાત્મામાં હોય છે, માટે દાનાદિ લબ્ધિઓ નિષ્ફલ નથી.

સિદ્ધના જીવોને વિષે અલ્પબહુત્વદ્વાર કહે છે—

**थोवा नपुंससिद्धा थी-नरसिद्धा कमेण संखगुणा।**
**इअ मुक्खतत्तमेअं नवतत्ता लेसओ भणिया ॥४७॥**

[ स्तोका नपुंसकसिद्धाः स्त्री-नर सिद्धाः क्रमेण संख्यगुणाः।
इति मोक्षतत्त्वमेतद् नवतत्त्वानि लेशतो भणितानि ॥

અર્થ—[ नपुंसकसिद्धाः ] નપુંસકલિંગે સિદ્ધ થયેલા [ स्तोकाः ] સર્વથી થોડા છે. [ स्त्री-नरसिद्धाः ] સ્ત્રીલિંગે અને પુરુષલિંગે સિદ્ધ થયેલા [क्रमेण] અનુક્રમે [संख्यगुणा] સંખ્યાત

ગુણા છે, (તેથી સ્ત્રીલિંગે સિદ્ધ સંખ્યાત ગુણ છે, અને તેથી પુરુષલિંગે સિદ્ધ સંખ્યાત ગુણા છે) [ इति ] એ પ્રમાણે [एतद्] આ [मोक्षतत्त्व] મોક્ષતત્ત્વ (કહ્યું) એમ [ नव तत्त्वानि ] નવ તત્ત્વો [ लेशतः ] સંક્ષેપથી [ भणितानि ] કહ્યા.

**વિવેચન**—સિદ્ધો અનન્તર સિદ્ધ અને પરંપરસિદ્ધ એ બે પ્રકારે છે, તેમાં અનન્તર સિદ્ધના ત્રણ ભેદ છે-૧ નપુસકલિંગસિદ્ધ, ૨ સ્ત્રીલિંગસિદ્ધ અને ૩ પુરુષલિંગસિદ્ધ અને પરંપરસિદ્ધના જિનસિદ્ધાદિ પંદર ભેદોછે, તે આગળ કહેવાશે. સૌથી થોડા નપુંસકલિંગેસિદ્ધ થએલા જાણવા. કેમકે તે એક સમયમાં દશ મોક્ષે જાય છે. અહીં લિંગ એટલે બાહ્યાકાર સમજવો, પણ ઇચ્છારૂપ ભાવવેદ નહિ. કારણ કે ભાવવેદે કોઈપણ જીવ સિદ્ધ ન થાય. વળી નપુંસકો પણ કૃત્રિમ લેવા, જન્મથી નપુંસક ચારિત્રને પણ અયોગ્ય હોય છે. તો તે સિદ્ધ શી રીતે થાય ? તેનાથી સ્ત્રીલિંગ સિદ્ધ સંખ્યાત ગુણા છે, કારણકે તે એક સમયમાં ઉત્કૃષ્ટથી વીશ મોક્ષે જાય છે. તેનાથી પુરુષલિંગ સિદ્ધ સંખ્યાત ગુણ જાણવા, કારણકે તે ઉત્કૃષ્ટથી એક સમયમાં એકસો આઠ મોક્ષે જાય છે. એ પ્રમાણે નવ અનુયોગ દ્વારના કથન વડે મોક્ષતત્ત્વનું નિરૂપણ કર્યું અને નવતત્ત્વો સંક્ષેપથી કહ્યા.

હવે નવતત્ત્વના જ્ઞાનનું ફલ કહે છે—

**जीवाइ नव पयत्थे जो जाणइ तस्स होइ सम्मत्तं।**
**भावेण सद्दहंते अयाणमाणेवि सम्मत्तं ॥ ४८ ॥**

[ जीवादि नव पदार्थान् यो जानाति तस्य भवति सम्यक्त्वम् ।
भावेन श्रद्दधानेऽजानत्यपि सम्यक्त्वम् ॥

અર્થ—[जीवादिनव पदार्थान्] જીવાદિ નવ પદાર્થોને [य.] જે [जानाति] જાણે [तस्य] તેને [सम्यक्त्वं] સમ્યક્ત્વ [भवति] થાય છે. [अजानत्यपि] ન જાણતો હોય તોપણ [भावेन] ભાવથી [श्रद्दधाने] શ્રદ્ધા કરનારને વિષે [सम्यक्त्वं] સમ્યક્ત્વ હોય છે.

**વિવેચન**—જે જીવાદિ પદાર્થોને પ્રમાણ અને નયવડે યથાર્થ પણે જાણે તેને સમ્યક્ત્વ હોય છે. જ્યારે સમ્યગ્દર્શન થાય છે ત્યારે તેજ સમયે જીવને સમ્યગ્જ્ઞાન થાય છે, ત્યાં સુધી અજ્ઞાન–મિથ્યાજ્ઞાન હોય છે. અર્થાત પ્રથમ પ્રમાણ અને નયદ્વારા જીવાદિ પદાર્થનું વિશેષ જ્ઞાન થાય અને પછી માધ્યસ્થ દ્વારા મિથ્યાત્વ મોહનો અભાવ અને રાગદ્વેષની મંદતાથી સમ્યગ્દર્શન થાય છે, અને તેજ સમયે સમ્યગ્જ્ઞાન થાય છે. જેને ક્ષયોપશમની મન્દતાથી પ્રમાણ અને નયદ્વારા જીવાદિ પદાર્થનું વિશેષ જ્ઞાન ન હોય પણ "તે સત્ય અને નિઃશંક છે કે જે જિનોએ કહેલું છે," એવું તત્ત્વરુચિ રૂપ સામાન્ય જ્ઞાન હોય, તેને પણ માધ્યસ્થ ભાવદ્વારા મિથ્યાત્વ અને રાગદ્વેષના ક્ષય થકી સમ્યગ્દર્શન થાય છે.

પ્ર૦—પ્રમાણ અને નય એ શું છે ?

ઉ૦—જ્ઞાનરૂપ છે–કોઈ પણ વસ્તુને જાણવાના પ્રમાણ અને નય એ બે ઉપાય[1] છે. પદાર્થનું યથાર્થ જ્ઞાન તે પ્રમાણ. પ્રમાણ વડે પ્રામાણિક અનેક ધર્મયુક્ત વસ્તુનું જ્ઞાન થાય છે, અને નયદ્વારા એક ધર્મયુક્ત વસ્તુનું જ્ઞાન થાય[2] છે. જેમકે માત્ર કડવાશ સહિત લીંબડાનું જ્ઞાન થવું તે નયજ્ઞાન, અને તે લીંબડામાં કડવો રસ, લીલો વર્ણ, તેના ફળો અમુક આકારના–ઈત્યાદિ અનેક ધર્મસહિત લીંબડાનું જ્ઞાન થાય તે પ્રમાણજ્ઞાન.

**પ્રમાણુના ભેદ** પ્રમાણુના બે ભેદ છે-પ્રત્યક્ષ અને પરોક્ષ, ઇન્દ્રિયાદિની મદદ શિવાય આત્માને જે સ્પષ્ટ બોધ થાય તે પ્રત્યક્ષ તેના ત્રણ પ્રકાર છે-અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન. તેમાં કેવલજ્ઞાન સર્વ પ્રત્યક્ષ છે, અને અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન દેશ પ્રત્યક્ષ છે. ઇન્દ્રિયાદિકની મદદથી પરોક્ષ રૂપે-અસ્પષ્ટરૂપે જે જ્ઞાન થાય તે પરોક્ષ. તેના મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન એ બે ભેદ છે. તેમાં મતિજ્ઞાન ઇન્દ્રિયાદિકની મદદથી થાય છે, અને શ્રુતજ્ઞાન શાસ્ત્ર કે આગમ દ્વારા થાય છે આ બન્ને જ્ઞાન ખરી રીતે પરોક્ષજ છે. તેમાં ઇન્દ્રિય અને મનદ્વારા વિષયના સબન્ધથી જે જ્ઞાન થાય તેને સાવ્યવહારિ ( લોક વ્યવહારથી ) પ્રત્યક્ષ કહે છે.

**પ્રમાણુનું ફલ.** અજ્ઞાનને દૂર કરવું એ દરેક પ્રમાણુનું સાક્ષાત્ ( ખાસ ) ફલ છે. તેમાં કેવલજ્ઞાનનું સુખ અને માધ્યસ્થ ભાવ એ વ્યવહિત ( પરંપર ) ફળ છે. બાકીના પ્રમાણનું પરંપર ફલ ઇષ્ટ વસ્તુનું ગ્રહણ અને અનિષ્ટ વસ્તુનો ત્યાગ કરવો એ છે.

**નય અને પ્રમાણુનો ભેદ.** એક અંશને ગ્રહણ કરનાર નયશ્રુત કહેવાય છે જેમકે આત્મા નિત્ય છે કે અનિત્ય છે આ બન્ને ધર્મમાથી એક ધર્મને જણાવનાર નયશ્રુત, અને

---

૧ प्रमाण-नयैरधिगम ( प्रमाणनयतत्त्वलोकालंक र सूत्र १ ) પ્રમાણુ અને નય વડે જીવાદિતત્ત્વનુ જ્ઞાન થાય છે.

अनेकन्तात्मक वस्तु गोचर सर्वसंविदाम्।
एकदेशविशिष्टार्थो नयस्य विषयो मत ॥
( न्यायावतार श्लो २९ )

અર્થ—સર્વ-સંવેદન પ્રમાણુનો વિષય અનેકાન્ત ( અનેક ધર્મયુક્ત ) વસ્તુ છે, અને એક અશ-ધર્મ-સહિત વસ્તુ નયનો વિષય છે.

બન્ને ધર્મને જણાવનાર સ્યાદ્વાદશ્રુત અથવા પ્રમાણુ કહેવાય છે, એટલે નય પ્રમાણુનો એક અંશ કહેવાય છે. એ પ્રમાણે એક એક અભિપ્રાયનું પ્રતિપાદન કરનાર નય અને બધા અભિપ્રાયોનું સંકલન કરનાર પ્રમાણુ કહેવાય છે.

**નયના ભેદ.** દરેક વસ્તુમાં અનન્તધર્મો છે, તેથી તેને પ્રતિપાદન કરનારા અનન્ત નય હોય છે. પરન્તુ તે ધર્મોનો સામાન્ય અને વિશેષ એ બે ધર્મોમાં સમાવેશ થાય છે. તેમાં સામાન્ય ધર્મોને ગ્રહણ કરનાર દ્રવ્યાર્થિકનય અને વિશેષ ધર્મોને ગ્રહણ કરનાર પર્યાયાર્થિકનય છે. દ્રવ્ય–ત્રૈકાલિક નિત્ય વસ્તુને ગ્રહણ કરનાર દ્રવ્યાર્થિકનય અને પર્યાય–વર્તમાન કાલિક દ્રવ્યની અવસ્થાને ગ્રહણ કરનાર પર્યાયાર્થિકનય કહેવાય છે. દ્રવ્યાર્થિકનયના ત્રણ ભેદ છે–×નૈગમ, સંગ્રહ અને વ્યવહાર. પર્યાયાર્થિકનયના ચાર ભેદ છે–ઋજુસૂત્ર, શબ્દ, સમભિરુઢ અને એવંભૂત. આ શિવાય નયના નિશ્ચય અને વ્યવહાર એ બે વિભાગ થઈ

---

× ૧ નૈગમ—સામાન્ય અને વિશેષ એ બન્નેને મુખ્યપણે સ્વીકારનાર અભિપ્રાય તે નૈગમનય.

૨ સંગ્રહ–માત્ર સામાન્યનો સ્વીકાર કરનાર તે સગ્રહનય.

૩ વ્યવહાર–મુખ્યત્વે વિશેષનો સ્વીકાર કરનાર તે વ્યવહારનય

૪ ઋજુસુત્ર–વર્તમાન અર્થને ગ્રહણ કરનાર ઋજુસૂત્રનય.

૫ શબ્દનય–શબ્દના અર્થને અનુસરી વસ્તુનો સ્વીકાર કરનાર તે શબ્દનય.

૬ સમભિરૂઢ–કાલાદિ વડે ભિન્ન ભિન્ન અર્થનો સ્વીકાર કરનાર સમભિરૂઢનય.

૭ એવંભૂત–ક્રિયાયુક્ત અર્થનો સ્વીકાર કરનાર એવંભૂતનય.

શકે છે. વસ્તુનો તાત્વિક વિચાર કરનાર નિશ્ચય નય અને લોકપ્રસિદ્ધ સ્થૂલ વિચાર કરનાર વ્યવહારનય કહેવાય છે. એ પ્રમાણે શબ્દનય અને અર્થનય, ક્રિયાનય અને જ્ઞાનનય ઇત્યાદિ અનેક રીતે નયના વિભાગ થઇ શકે છે. મુખ્ય પણે શબ્દ સાથે સંબન્ધ રાખનાર શબ્દનય અને અર્થસાથે સંબન્ધ રાખનાર અર્થનય. શબ્દનયના શબ્દ, સમભિરુઢ અને એવંભૂત એ ત્રણ ભેદ છે અને અર્થ નયના નૈગમ,સંગ્રહ, વ્યવહાર, અને ઋજુસૂત્ર એ ચાર ભેદ છે. મુખ્યત્વે ક્રિયા-ચારિત્રને પ્રતિપાદન કરનાર ક્રિયાનય અને જ્ઞાનને પ્રતિપાદન કરનાર જ્ઞાનનય કહેવાય છે.

**દુર્નય.** મુખ્યપણે વસ્તુના એક ધર્મનું પ્રતિપાદન કરનાર અને પ્રામાણિક બીજા ધર્મનો નિષેધ કરનાર દુર્નય અથવા નયાભાસ કહેવાય છે.

એ પ્રમાણે પ્રમાણ અને નયવડે જીવાદિતત્ત્વનો અજ્ઞાન અને કદાગ્રહ રહિત મધ્યસ્થપણે બોધ થાય છે. અને તે દ્વારા મિથ્યાત્વમોહનીયના ઉપશમાદિકથી જીવને સમ્યગ્દર્શન થાય છે. તે અધિગમ સમ્યગ્દર્શન કહેવાય છે. જીવોને પરના ઉપદેશ શિવાય સ્વાભાવિક રીતે મિથ્યાત્વના ઉપશમાદિ વડે સમ્યગ્દર્શન થાય છે. તેને નિસર્ગસમ્યગ્દર્શન કહે છે. તે બન્ને પ્રકારના સમ્યગ્દર્શનના ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક એ ત્રણ ભેદ છે.

**ઔપશમિક.** ઔપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પૂર્વે જીવ ત્રણ કરણ કરે છે—યથાપ્રવૃત્તકરણ, અપૂર્વકરણ, અને અનિવૃત્તિ કરણ. કરણ એટલે આત્માનો પરિણામ વિશેષ.

જે શુભ પરિણામથી આયુષ શિવાય સાત કર્મની સ્થિતિને પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યુન એક કોટાકોટી સાગરોપમ બાકી રાખે અને બાકી વધારાની સ્થિતિનો ક્ષય કરે તે પરિણામને યથાપ્રવૃત્તકરણ કહે છે. અહીં જીવને તીવ્ર મિથ્યાત્વ અને રાગદ્વેષ રૂપ ગ્રંથી પ્રાપ્ત થાય છે. અભવ્ય જીવો પણ યથાપ્રવૃત્તકરણ કરે છે. પરન્તુ તે ગ્રંથીનો ભેદ કરી શકતા નથી. અહીં કોઈક મુમુક્ષુ જીવ જે વિશુદ્ધ પરિણામ વડે પૂર્વોક્ત ગ્રંથીનો ભેદ કરે છે, તે પરિણામને અપૂર્વકરણ કહે છે. ત્યારપછી વિશુદ્ધ પરિણામ વડે મિથ્યાત્વની મોટી સ્થિતિમાંથી અન્તર્મુહૂર્ત પ્રમાણ નાની સ્થિતિને છોડીને પછીના અન્તર્મુહૂર્તમાં ઉદયમાં ન આવે તે માટે નાની સ્થિતિ ઉપરના, અન્તર્મુહૂર્ત્તમાં ભોગવવા યોગ્ય કેટલાએક મિથ્યાત્વ મોહનીયના પુદ્ગલો અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ લઘુ સ્થિતિમાં અને કેટલાએક મોટી સ્થિતિમાં નાંખે છે, તે વિશુદ્ધ પરિણામને અનિવૃત્તિકરણ કહે છે. જ્યારે તે અન્તર્મુહૂર્તમાં ભોગવવા લાયક મિથ્યાત્વના પુદ્ગલો ખાલી થાય અને ઉદયનું અન્તર પડે તેને અન્તરકરણ કહે છે, તેને પ્રથમ સમયે મિથ્યાત્વનો ઉદય ન હોવાથી જીવ ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. ત્યાર પછી જીવ ઉપશમ સમ્યક્ત્વરૂપ વિશુદ્ધિવડે મિથ્યાત્વમોહનીય કર્મના ત્રણ પુંજ કરે છે, શુદ્ધપુંજ, અર્ધવિશુદ્ધ પુંજ અને અશુદ્ધપુંજ. તેને અનુક્રમે સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય અને મિથ્યાત્વમોહનીય કહે છે. જ્યારે ઔપશમિકસમ્યગ્દર્શન જીવને થાય છે. ત્યારે ત્રણ પુંજમાંથી કોઇ પણ પુંજનો ઉદય હોતો નથી.

એટલે ત્યાં મિથ્યાત્વમોહનીયનો સર્વથા ઉપશમ હોવાથી તેને ઔપશમિકસમ્યગ્દર્શન કહે છે.

ક્ષાયોપશમિક. મિથ્યાત્વના[1] ક્ષય અને ઉપશમ સહિત સમ્યક્ત્વમોહનીયના ઉદયરૂપ પરિણામ તે ક્ષાયોપશમિકસમ્યક્ત્વ. પૂર્વોક્ત ત્રણ પુંજમાંથી જ્યારે શુદ્ધ પુંજનો ઉદય થાય છે, ત્યારે ક્ષાયોપશમિક સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે.

ક્ષાયિક. મિથ્યાત્વનો સર્વથા ક્ષય થવાથી-એટલે દર્શનમોહનીયનો અને તેના સહચારી અનન્તાનુબન્ધી કષાયનો ક્ષય થવાથી જે વિશુદ્ધ પરિણામ તે ક્ષાયિકસમ્યક્ત્વ.

તે સિવાય સાસ્વાદ અને વેદક સમ્યકત્વ પણ કહેલું છે.

અનન્તાનુબન્ધીકષાયચતુષ્ક મિથ્યાત્વમોહનીય અને મિશ્રમોહનીયના ક્ષય થવા પછી સમ્યક્ત્વમોહનીયને ક્ષય કરતા માત્ર છેલ્લે સમયે સમ્યગ્દર્શનમોહનીયના પુદ્ગલોના વેદવાથી વેદકસમ્યક્ત્વ કહેવાય છે, તેનો કાળ માત્ર એક સમય છે ત્યાર પછી ક્ષાયિકસમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે. વેદકસમ્યક્ત્વ પણ ખરી રીતે ક્ષાયોપશમિકસમ્યગ્દર્શનનો ભેદછે.

સાસ્વાદન પણ અનન્તાનુબન્ધી કષાયના ઉદયથી ઉપશમ સમ્યગ્દર્શનથી પડતાં જ્યાં સુધી મિથ્યાત્વનો ઉદય થયો નથી ત્યાંસુધી સમ્યક્ત્વના રસનો અનુભવ કરતો હોવાથી સાસ્વાદન કહેવાય છે. તેમાં માત્ર મિથ્યાત્વનો ઉદય નથી એટલા માટે તે સમ્યક્ત્વ કહેવાય છે. પણ ખરી રીતે

૧ અહીં મિથ્યાત્વમોહનીય અને મિશ્રમોહનીયનો પ્રદેશોદય હોય છે. અને ઉદયમાં આવીને તેનો ક્ષય થાય છે. રસોદયરૂપે ઉપશમ હોય છે. તેથી ક્ષય અને ઉપશમ સહિત હોવાથી તે ક્ષાયોપશમિક કહેવાય છે.

તે મિથ્યાત્વના સન્મુખ હોવાથી તેનો પરિણામ સમ્યગ્દ-
ર્શન રૂપ નથી.

આ પ્રમાણે જીવાદિ નવ પદાર્થના જ્ઞાનથી સમ્યગ્દર્શન થાય છે, પરન્તુ જીવાદિ તત્ત્વોને ન જાણતો હોય અને ભાવથી શ્રદ્ધા કરે કે "તે સત્ય છે, નિઃશંક છે, જે જિને કહ્યું છે." તેને પણ સમ્યગ્દર્શન હોય છે.

શિષ્ય—હે ભગવન્! જીવાદિ નવતત્ત્વના જ્ઞાનરહિત જીવને તત્ત્વની સમ્યક્ શ્રદ્ધા શી રીતે હોય અને તત્ત્વની શ્રદ્ધા વિના સમ્યગ્દર્શન કેવી રીતે હોય? કારણ કે તેને ત્યાગ કરવા લાયક અને ગ્રહણ કરવા લાયક તત્ત્વનું જ્ઞાન નથી, અને તે જ્ઞાન શિવાય તત્ત્વરુચિ ન થાય, અને તે શિવાય સમ્યગ્દર્શન પણ ન હોય.

ગુરુ—બાપુ! તારી શંકા યોગ્ય છે. પરન્તુ અહીં જીવાદિ તત્ત્વનું અજ્ઞાન કહ્યું છે તે પ્રમાણ અને નયથી થતાં સવિસ્તર જ્ઞાનની અપેક્ષાએ જાણવું. એટલે તેને સવિસ્તર જ્ઞાન ન હોય પણ સંક્ષેપથી "બંધના હેતુ રાગદ્વેષાદિ ત્યાજ્ય છે, અને મોક્ષનો હેતુ સમભાવ ઉપાદેય–આદરણીય છે." એ રીતે તેને હેય ઉપાદેય તત્ત્વનું જ્ઞાન હોય છે. તેથી તેને સમ્યક્ શ્રદ્ધા–તત્ત્વરુચિ પ્રકટ થાય છે, અને તે દ્વારા સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે.

**સમ્યગ્દર્શનના પાંચ લક્ષણ.** ૧ શમ, ૨ સંવેગ, ૩ નિર્વેદ, ૪ અનુકંપા, અને ૫ આસ્તિક્ય એ સમ્યગ્દર્શનના પાંચ લક્ષણ–ચિન્હ છે.

૧ શમ–તત્ત્વમાં દ્વેષ અને અતત્ત્વમાં રાગ ન કરવો તે.

२ સંવેગ-મોક્ષ પ્રાપ્ત કરવાની ઇચ્છા.
૩ નિર્વેદ-સંસારથી વૈરાગ્ય.
૪ અનુકંપા-દયા.
૫ આસ્તિકય-શ્રદ્ધા.

ભાવથી તત્ત્વની શ્રદ્ધા કરનારને પણ સમ્યગ્દર્શન હોય છે—

सव्वाइं जिणेसर भासिआइं वयणाइं नन्नहा हुंति।
इअ बुद्धि जस्स मणे सम्मत्तं निच्चलं तस्स ॥४९॥

[सर्वाणि जिनेश्वरभाषितानि वचनानि नान्यथा भवन्ति ।
इति बुद्धिर्यस्य मनसि सम्यक्त्वं निश्चलं तस्य ॥]

અર્થ—[ सर्वाणि ] સર્વ [ जिनेश्वरभाषितानि ] જિનેશ્વરે કહેલાં [ वचनानि ] વચનો [ नान्यथा भवन्ति ] અન્ય પ્રકારે હોતાં નથી એટલે અસત્ય હોતાં નથી [ इति ] એવી [ बुद्धिः ] બુદ્ધિ [ यस्य ] જેના [ मनसि ] મનમાં હોય છે. [ तस्य ] તેને [ निश्चलं ] દૃઢ [ सम्यक्त्वं ] સમ્યક્ત્વ હોય છે.

**વિવેચન**—જિન રાગ-દ્વેષાદિ રહિત હોવાથી અને સર્વજ્ઞ હોવાથી અસત્ય બોલતા નથી, માટે જિનેશ્વરે કહેલાં સઘળાં વચનો સત્ય છે. કારણ કે અસત્ય બોલવાનું કારણ રાગ-દ્વેષ અને અજ્ઞાન છે, તે જિન-વીતરાગને વિષે નથી, અને તે તેમના ચારિત્રથી જાણી શકાય છે. અર્થાત્ 'જિનના પ્રામાણ્યથી તેમના વચનો પ્રામાણિક છે.' એવી શ્રદ્ધાવાળાને નિશ્ચલ દૃઢ સમ્યક્ત્વ હોય છે.

સમ્યક્ત્વ પ્રાપ્તિનું ફલ બતાવે છે—

अंतो मुहुत्तमित्तंपि फासियं हुज्ज जेहिं सम्मत्तं ।
तेसिं अवड्ढपुग्गलपरियट्टो चेव संसारो ॥५०॥

[अन्तर्मुहूर्तमात्रमपि स्पृष्टं भवेद् यैः सम्यक्त्वम् ।
तेषामपार्धपुद्गलपरावर्त एव संसारः ॥]

અર્થ—[ अन्तर्मुहूर्तमात्रमपि ] અન્તર્મુહૂર્ત માત્ર પણ [ यैः ] જેઓએ [ सम्यक्त्वं ] સમ્યક્ત્વને [ स्पृष्टं ] સ્પર્શ કરેલો [ भवेत् ] હોય છે. [ तेषां ] તેઓને [ अपार्धपुद्गलपरावर्त एव ] કંઇક ન્યૂન અર્ધપુદ્ગલ પરાવર્ત જ [ संसारः ] સંસાર હોય છે અર્થાત્ તેથી અધિક સંસાર ન હોય.

**વિવેચન**—જે જીવે માત્ર અન્તર્મુહૂર્ત કાલ પર્યન્ત સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું હોય તે ત્યાંથી પડી મિથ્યાત્વ પામી તીવ્ર કર્મ બન્ધ કરી સંસારમાં પરિભ્રમણ કરે તો પણ તે વધારેમાં વધારે કંઇક ન્યુન અર્ધપુદ્ગલપરાવર્તકાળ સુધી સંસારમાં પરિભ્રમણ કરે, પછી તે અવશ્ય મોક્ષે જાય. કોઇક જીવ તો સમ્યક્ત્વ પ્રાપ્ત કરી તેજ ભવે મોક્ષે જાય, કોઇ બે ત્રણ ભવે મોક્ષે જાય, અને કોઇક તો સાત આઠ ભવ કરી મુક્ત થાય. એ સમ્યક્ત્વપ્રાપ્તિનું ફલ છે,

હવે પુદ્ગલપરાવર્તનું કાલમાન કહે છે—

उस्सप्पिणी अनंता पुग्गलपरिअट्टओ मुणेअव्वो ।
ते णंता तीअद्धा अणागयद्धा अणंतगुणा ॥५१॥

[ उत्सर्पिण्योऽनन्ताः पुद्गलपरावर्तो ज्ञातव्यः ।
तेऽनन्ता अतीताद्धा अनागताद्धा अनन्तगुणाः ॥

અર્થ—[ अनन्ताः ] અનન્ત [ उत्सर्पिण्यः ] ઉત્સર્પિણી વ્યતીત થાય ત્યારે [ पुद्गलपरावर्तः ] એક પુદ્ગલપરાવર્ત [ ज्ञातव्यः ] જાણવો અને [ ते अनन्ताः ] અનન્ત તે-પુદ્ગલપરાવર્તો [ अतीताद्धा ] અતીતકાલ છે, અને તેથી [ अनन्तगुणाः ] અનન્તગુણા પુદ્ગલપરાવર્તો અનાગતકાલ છે.

**વિવેચન**—અનન્ત ઉત્સર્પિણી અને અવસર્પિણી થાય ત્યારે એક પુદ્ગલપરાવર્ત થાય છે.

પુદ્ગલપરાવર્ત. આ લોકમાં રહેલા સર્વ પુદ્ગલોને અનુક્રમે આહારક શિવાય ઔદારિકાદિ સાત વર્ગણારૂપે ગ્રહણ કરી પરિણમાવીને ત્યાગ કરે તેમાં જેટલો કાળ થાય તેટલા કાળને એક પુદ્ગલપરાવર્ત કહે છે.

તેવા અનન્ત પુદ્ગલપરાવર્ત પરિમાણ અતીત-ભૂતકાળ છે. અને તેનાથી અનન્તગુણો અનાગત-ભવિષ્ય કાળ છે. તેથી અનાગત કાળનો અન્ત આવતો નથી. કોઇ આચાર્ય એમ કહે છે કે અતીતકાળ અને અનાગત કાળ સમાન છે. કારણ કે અતીત કાલની આદિ નથી, તેમ અનાગત કાળનો અન્ત નથી.

હવે પરિશિષ્ટ રૂપે સિદ્ધના જીવોના પંદર ભેદ કહે છે—

**जिण-अजिण-तित्थ-ऽतित्था गिहि-अन्न-सलिंग-थी नर-नपुंसा ।**
**पत्तेय-सयंबुद्धा-बुद्ध बोहिक्क-णिक्काय ॥ ५२ ॥**

[जिन-अजिन-तीर्था-तीर्था गृहि-अन्य-स्वलिंग-स्त्री-नर-नपुंसकाः ।
प्रत्येक-स्वयंबुद्ध-बुद्धबोधित-एकानेके च ॥ ]

અર્થ—[जिन-अजिन-] જિનસિદ્ધ અને અજિનસિદ્ધ, [-तीर्था-तीर्था] તીર્થસિદ્ધ અને અતીર્થસિદ્ધ,[गृहि-अन्य-स्वलिंग-] ગૃહસ્થલિંગસિદ્ધ, અન્યલિંગસિદ્ધ અને સ્વલિંગ સિદ્ધ, [स्त्री-नर-नपुंसकाः] સ્ત્રીલિંગસિદ્ધ, પુરુષલિંગસિદ્ધ અને નપુંસકલિંગસિદ્ધ, [प्रत्येक-स्वयंबुद्ध-बुद्धबोधित-] પ્રત્યેક બુદ્ધસિદ્ધ, સ્વયંબુદ્ધસિદ્ધ અને બુદ્ધ બોધિતસિદ્ધ. [एकानेके च] એકસિદ્ધ અને અનેકસિદ્ધ. (એ રીતે સિદ્ધના પંદર ભેદ છે.)

**વિવેચન**—સિદ્ધના જીવોનું એકજ સ્વરૂપ હોવાથી તેના ભેદો નથી પરન્તુ અહીં [1]પૂર્વભાવની અપેક્ષાએ તેના ભેદો કહ્યા છે. યદ્યપિ સિદ્ધના જીવોના પંદર ભેદ કહ્યા છે, પણ ખરી રીતે બે અથવા ત્રણ ભેદ અનેક રીતે થાય છે, જેમકે ૧ જિનસિદ્ધ અને અજિનસિદ્ધ, ૨ તીર્થસિદ્ધ અને અતીર્થસિદ્ધ, ૩ એકસિદ્ધ અને અનેક સિદ્ધ. એ પ્રમાણે તેના બે ભેદ ત્રણ પ્રકારે થાય છે. ગૃહસ્થલિંગ સિદ્ધ, અન્યલિંગ સિદ્ધ અને સ્વલિંગ સિદ્ધ; ૨ સ્ત્રીલિંગસિદ્ધ, પુરુષલિંગ સિદ્ધ અને નપુંસકલિંગ સિદ્ધ; તથા ૩ પ્રત્યેકબુદ્ધ સિદ્ધ, સ્વયંબુદ્ધ સિધ્ધ અને બુદ્ધ બોધિત સિદ્ધ. એ પ્રમાણે ત્રણ પ્રકારે ત્રણ ભેદ થાય છે. એ રીતે ત્રણ પ્રકારે બે ભેદો અને ત્રણ પ્રકારે ત્રણ ભેદો થાય છે. તે સર્વ ભેદો એકઠા કરીએ તો સિદ્ધના પંદર ભેદ થાય છે.

૧ **જિનસિદ્ધ.** જે જિન એટલે તીર્થંકર થઈને સિદ્ધ-મુક્ત થયા છે તે જિનસિદ્ધ કહેવાય છે.

---

૧ મોક્ષ અવસ્થામાં સિદ્ધના ભેદો નથી પણ જિન, અજિન ઇત્યાદિ પૂર્વ અવસ્થાના ભેદોને લીધે સિદ્ધના પદર ભેદો થાય છે.

૨ અજિનસિદ્ધ. જે અજિન–તીર્થંકર થયા શિવાય સામાન્ય કેવલજ્ઞાની થઇને સિદ્ધ થયા છે તે અજિનસિદ્ધ કહેવાય છે. આ બે ભેદોમાં સર્વ પ્રકારના સિદ્ધના જીવોનો સમાવેશ થાય છે.

૧ તીર્થસિદ્ધ. [1]તીર્થ એટલે ચતુર્વિધ સંઘ, તેની સ્થાપના થયા બાદ જેઓ મોક્ષે જાય તે તીર્થસિદ્ધ કહેવાય.

૨ અતીર્થસિદ્ધ. તીર્થની સ્થાપના થયા પૂર્વે અથવા તીર્થ વિચ્છેદ ગયા પછી જે મોક્ષે જાય તે અતીર્થસિદ્ધ. આ બે ભેદમાં સર્વ સિદ્ધ જીવોનો સમાવેશ થાય છે.

૧ ગૃહસ્થલિંગ સિદ્ધ. ગૃહસ્થાવસ્થામાં કેવલજ્ઞાન પામીને મોક્ષે જાય તે ગૃહસ્થલિંગ સિદ્ધ.

૨ અન્યલિંગ સિદ્ધ. જૈનલિંગ શિવાય તાપસાદિ અન્યલિંગેસિદ્ધ થાય તે અન્યલિંગસિદ્ધ. તાપસાદિ અન્યલિંગને ધારણ કરનારા ભાવથી સમ્યક્ત્વાદિ તથા વીતરાગભાવને પામી કેવલજ્ઞાન પ્રાપ્ત કરે તે અન્યલિંગ સિદ્ધ જાણવા.

૩ સ્વલિંગસિદ્ધ. જૈન સાધુના લિંગને ધારણ કરી સિદ્ધ થાય તે સ્વલિંગસિદ્ધ જાણવા. આ ત્રણે ભેદમાં સર્વ સિદ્ધોનો સમાવેશ થાય છે. કેમકે કોઇ ગૃહસ્થલિંગે, કોઇ અન્યલિંગે અને કોઇ સ્વલિંગેસિદ્ધ થાય છે.

૧ સ્ત્રીલિંગસિદ્ધ. સ્ત્રીના શરીરને ધારણ કરી મોક્ષે ગયેલા તે સ્ત્રીલિંગસિદ્ધ જાણવા.

---

૧ ચતુર્વિધ સંઘ, પ્રથમ ગણધર અથવા દ્વાદશાંગ પ્રવચનને તીર્થ કહે છે.

૨ પુરુષલિંગસિદ્ધ. પુરુષ થઇને મોક્ષે ગયેલા તે પુરુષલિંગસિદ્ધ.

૩ નપુંસકલિંગસિદ્ધ. નપુંસક થઇને મોક્ષે ગયેલા તે નપુંસકલિંગસિદ્ધ. અહીં સ્ત્રી, પુરુષ અને નપુંસકનો બાહ્યાકાર સમજવો, પરન્તુ સ્ત્રીવેદ, પુરુષવેદ કે નપુંસકવેદ ન સમજવો, કારણ કે વેદ મોહનીયકર્મરૂપ હોવાથી તેમાં વર્તતો જીવ સિદ્ધ ન થાય.

૧ પ્રત્યેકબુદ્ધ સિદ્ધ. પ્રત્યેક વસ્તુ જોઇને બોધ પામી મોક્ષે ગયેલા તે પ્રત્યેકબુદ્ધસિદ્ધ.

૨ સ્વયંબુદ્ધસિદ્ધ. પોતાની મેળે બોધ પામીને મોક્ષે ગયેલા તે સ્વયંબુદ્ધસિદ્ધ.

૩ બુધબોધિતસિદ્ધ. ગુરુના ઉપદેશથી બોધ પામી મોક્ષે ગયેલા તે બુધબોધિત સિદ્ધ. આ ત્રણે ભેદમાં સર્વ સિધ્ધોનો સમાવેશ થાય છે.

૧ એકસિદ્ધ. એક સમયે એકજ મોક્ષે ગયેલા તે એક સિદ્ધ.

૨ અનેકસિદ્ધ. એક સમયે અનેક મોક્ષે ગયેલા તે અનેકસિદ્ધ. એ પ્રમાણે છ પ્રકારે સિદ્ધના બે કે ત્રણ ભેદો છે તેથી કોઈ પણ સિદ્ધને વિષે એક સમયે છ ભેદ ઘટી શકે છે.

જિનસિધ્ધ, અજિનસિધ્ધ, તીર્થસિધ્ધ અને અતીર્થ-સિધ્ધનું વર્ણન કરે છે—

जिणसिद्धा अरिहंता अजिणसिद्धा य पुंडरिय-पमुहा।
गणहारि तित्थसिद्धा अतित्थसिद्धा य मरुदेवी॥५३॥

[ जिनसिद्धा अर्हन्तः, अजिनसिद्धाश्च पुंडरीकप्रमुखाः ।
गणधारिणस्तीर्थसिद्धा अतीर्थसिद्धा च मरुदेवी ॥

અર્થ—[ जिनसिद्धाः] જિનસિદ્ધ [[ अर्हन्तः ] તીર્થંકરો જાણવો. [अजिनसिद्धाश्च ] અને અજિનસિદ્ધ [ पुंडरिकप्रमुखाः] પુંડરીક પ્રમુખ જાણવા. [तीर्थसिद्धाः] તીર્થસિદ્ધો [गणधारिणः] ગણધરો, [ अतीर्थसिद्धा च ] અને અતીર્થ સિદ્ધ [ मरुदेवी] મરુદેવી પ્રમુખ જાણવા.

વિવેચન—ઋષભાદિ જિનો તીર્થંકર થઇને મોક્ષે ગયેલા છે માટે તે જિનસિધ્ધ કહેવાય છે. પુંડરીક પ્રમુખ તીર્થંકર થયા શિવાય સામાન્ય કેવલી થઇને નિર્વાણ પામ્યા છે માટે તે અજિનસિધ્ધ કહેવાય છે. તીર્થંકરને કેવલજ્ઞાન થયા બાદ તે પ્રથમ ઉપદેશ કરે અને ચતુર્વિધ સંઘની સ્થાપના કરે ત્યાર બાદ જે મોક્ષે જાય તે તીર્થસિધ્ધ. ગણધરો તીર્થસ્થાપન થયા પછી જ મોક્ષે જાય માટે ગણધર પ્રમુખ તીર્થસિધ્ધ જાણવા. તીર્થસ્થાપન થયા પૂર્વે અથવા તીર્થ વિચ્છેદ થયા પછી જે મોક્ષે જાય તે અતીર્થ સિધ્ધ કહેવાય છે. તેમાં ઋષભદેવ ભગવાનની માતા મરુદેવી તીર્થસ્થાપન થયા પૂર્વે મોક્ષે ગયા છે માટે તે અતીર્થસિધ્ધ જાણવા.

गिहिलिंगसिद्ध भरहो वक्कलचिरी य अन्नलिंगमि।
साहू सलिंगसिद्धा थीसिद्धा चन्दणा पमुहा॥५४॥

[ गृहिलिंगसिद्धो भरतः वल्कलचीरी चान्यलिंगे ।
साधवः स्वलिंगसिद्धाः, स्त्रीसिद्धाश्चन्दनाप्रमुखाः ॥]

અર્થ—[ गृहिलिंगसिद्धः] ગૃહસ્થલિંગે સિદ્ધ [ भरतः ] ભરત ચક્રવર્તી પ્રમુખ જાણવા. [ अन्यलिंगे] અન્યલિંગે સિદ્ધ

[वल्कलचीरी च] વલ્કલચીરી વગેરે જાણવા. [साधवः] સાધુઓ [स्वलिंगसिद्धाः] સ્વલિંગે સિદ્ધ છે. [चन्दनाप्रमुखाः] ચન્દનબાલાપ્રમુખ [स्त्रीलिंगसिद्धाः] સ્ત્રીલિંગ સિદ્ધ જાણવા.

વિવેચન—ભરત ચક્રવર્તી આદર્શ ભવનમાં અનિત્ય ભાવના ભાવતાં કેવળજ્ઞાન પામ્યા અને મોક્ષે ગયા માટે ગૃહસ્થલિંગ સિધ્ધ જાણવા. વલ્કલચિરી તાપસ જાતિસ્મરણ વડે કેવલજ્ઞાન પામી મોક્ષે ગયા માટે અન્યલિંગ સિધ્ધ જાણવા. સાધુઓ રજોહરણ પ્રમુખ લિંગને ધારણ કરી મોક્ષે ગયા છે માટે તે સ્વલિંગ સિધ્ધ છે. ચન્દનબાલા પ્રમુખ સ્ત્રીઓ સ્ત્રીલિંગસિધ્ધ જાણવા.

**पुंसिद्धा गोयमाई गांगेयाई नपुंसया सिद्धा ।**
**पत्तेय–सयंबुद्धा भणिया करकंडु–कविलाई ॥५५॥**

[ पुंसिद्धा गौतमादयो गांगेयादयो नपुंसकाः सिद्धाः ।
प्रत्येक–स्वयंबुद्धा भणिताः करकंडु–कपिलादयः ॥

અર્થ—[पुंसिद्धा] પુરુષલિંગે સિદ્ધ [गौतमादयः] ગૌતમાદિ મુનિઓ જાણવા [गांगेयादयः] ગાંગેયાદિ મુનીઓ [नपुंसका-सिध्धा-] નપુંસકલિંગે સિદ્ધ જાણવા [करकंडु–कपिलादयः] કરકંડુઆદિ અને કપિલાદિ મુનિઓ અનુક્રમે [प्रत्येक–स्वयंबुद्धाः] પ્રત્યેક બુદ્ધ અને સ્વયંબુદ્ધ [भणिताः] કહ્યા છે.

વિવેચન—ગૌતમાદિ મુનિઓ પુરુષલિંગ સિદ્ધ, અને ગાંગેય પ્રમુખ નપુંસકલિંગસિદ્ધ જાણવા. ગાંગેય નામે ભીષ્મ અને પાર્શ્વનાથના શિષ્ય એ બન્ને પ્રસિદ્ધ છે, પરન્તુ પાર્શ્વનાથના શિષ્ય નપુંસક તરીકે પ્રસિદ્ધ નથી, માટે અહીં ભીષ્મ લેવા. જન્મથી નપુંસકને ચારિત્રનો પરિણામ થતો નથી માટે કૃત્રિમ નપુંસક નપુંસકસિદ્ધ તરીકે જાણવા. કરકંડુ રાજર્ષિ પ્રમુખ પ્રત્યેકબુદ્ધસિદ્ધ જાણવા, કેમકે

તેને વૃષભાદિ વસ્તુને જોઇ સંસારની અનિત્યતા જાણી બોધ થયો. અને દીક્ષા લઈ કેવલજ્ઞાન પામી મોક્ષે ગયા. કપિલાદિ મુનિઓ સ્વયંબુદ્ધ સિદ્ધ જાણવા, કારણ કે તેઓએ સ્વતઃ બોધ પામી દીક્ષા લઈ કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા. અહીં સ્વયંબુદ્ધ સ્વયં ગુરુના ઉપદેશ કે બીજા બાહ્ય નિમિત્ત શિવાય બોધ પામી મોક્ષે જાય છે. અને પ્રત્યેકબુધ કોઇ એક બાહ્યવસ્તુ જોઈને બોધ પામી મોક્ષે જાય છે, એટલો વિશેષ છે. પરન્તુ પ્રત્યેકબુદ્ધ સ્ત્રી હોતી નથી.

બુદ્ધબોધિત, એકસિદ્ધ અને અનેકસિદ્ધ—

**तह बुद्धबोहि गुरुबोहिया इगसमय एगसिद्धा य।**
**इगसमये वि अणेगा सिद्धा तेऽणेगसिद्धा य॥५६॥**

[ तथा बुद्धबोधिता गुरुबोधिता एकसमये एकसिद्धाश्च।
एकसमयेऽपि अनेका सिद्धास्तेऽनेकसिद्धाश्च ॥ ]

અર્થ—[ तथा ] તેમજ [ गुरुबोधिताः ] ગુરુથી બોધ પામી [ सिद्धा ] મોક્ષે ગયેલા તે [ बुद्धबोधिता. ] બુદ્ધબોધિત સિદ્ધ કહેવાય છે [ एकसमये ] એક સમયે [ एकसिद्धाश्च ] એક મોક્ષે ગયેલા તે એકસિદ્ધ, [ एकसमयेऽपि ] અને એક સમયે ( अनेका सिद्धाः ] અનેક સિદ્ધ થયેલા હોય તે [ अनेकसिद्धाश्च ] અનેક સિદ્ધ કહેવાય છે.

**વિવેચન**—ગુરુના ઉપદેશથી બોધ પામી મોક્ષે ગયેલા તે બુદ્ધબોધિત સિદ્ધ કહેવાય છે. એક સમયે એક મોક્ષે ગયેલા તે એક સિધ્ધ અને એક સમયે અનેક મોક્ષે ગયેલા હોય તે અનેકસિદ્ધ કહેવાય છે.

એક સમયે જઘન્યથી એક અને ઉત્કૃષ્ટથી એકસો આઠ મોક્ષે જાય છે. તમાં એકથી બત્રીસ સુધી મોક્ષે જાય

તો નિરન્તર આઠ સમય સુધી જાય છે, પછી અવશ્ય એક સમયનું અન્તર પડે છે. તેત્રીશથી માંડી અડતાલીશ સુધી મોક્ષે જાય તો નિરંતર સાત સમય સુધી જાય છે. અને પછી એક સમયનું અવશ્ય અન્તર પડે છે. ઓગણપચાસથી માંડી સાઠ સુધી નિરન્તર છ સમય સુધી મોક્ષે જાય છે. એકસઠથી બહોંતેર સુધી નિરંતર પાંચ સમય સુધી મોક્ષે જાય છે. તોંહોતેરથી માંડી ચોરાશી સુધી નિરંતર ચાર સમય સુધી મોક્ષે જાય છે, પંચ્યાશીથી છન્નુ સુધી નિરન્તર ત્રણ સમય સુધી મોક્ષે જાય છે. સત્તાણુંથી એકસો બે સુધી નિરન્તર બે સમય સુધી મોક્ષે જાય છે. અને એકસો ત્રણથી એકસો આઠ સુધી એક સમયે મોક્ષે જાય છે. પછી અવશ્ય એક સમયનું અન્તર પડે છે, અને ઉત્કૃષ્ટથી છ માસનું અન્તર પડે છે.

જ્યારે સંસારમાંથી જીવો મોક્ષે જાય તો છેવટે કોઇક કાલે સંસાર જીવો રહિત ખાલી કેમ ન થાય એ શંકાનું સમાધાન કરે છે—

**जइआ इ होइ पुच्छा जिणाण मग्गंमि उत्तरं तइआ।**
**इक्कस्स निगोयस्स अणंतभागो य सिद्धिगओ॥५७॥**

[ यदा च भवति पृच्छा जिनानां मार्गे उत्तरं तदा ।
एकस्य निगोदस्य अनन्तभागश्च सिद्धिगतः ॥

અર્થ—[ यदा च ] જ્યારે [ जिनानां मार्गे ] જિનેશ્વરના માર્ગમાં [पृच्छा] પ્રશ્ન[भवति]થાય (કે કેટલા જીવો મોક્ષે ગયા ?) [ तदा ] ત્યારે [ उत्तरं ] ઉત્તર મળે કે [ एकस्य निगोदस्य ] એક નિગોદનો [ अनन्तभागश्च ] અનન્તમો ભાગ [सिद्धिगतः] મોક્ષે ગયો છે.

વિવેચન—મોક્ષ નિરન્તર ચાલુ છે, તેથી આ સંસારમાંથી જીવો મોક્ષે જાય છે અને સંસારમાંથી તેટલા જીવો ઓછા થાય છે, તો કાલાન્તરે સર્વ જીવો મોક્ષે જાય અને આ સંસાર તદ્દન ખાલી કેમ ન થાય ? એ પ્રશ્નના ઉત્તરમાં જણાવે છે કે અનન્તાનન્ત જીવો છે અને તે એટલી વિશાલ અનન્ત સંખ્યા છે કે તે કદિ ખાલી થાય તેવો બિલકુલ સંભવ નથી. કેમકે જ્યારે જ્યારે જીનોના માર્ગમાં—જૈન દર્શનમાં પ્રશ્ન થાય ત્યારે તંને એજ ઉત્તર મળે કે હજી એક નિગોદનો અનન્તમો ભાગ મોક્ષે ગયો છે. અર્થાત્ અનન્ત કાલ ગયા પછી પણ કોઇ જિનને પ્રશ્ન કરે કે કેટલા જીવો મોક્ષે ગયા ? ત્યારે પણ એજ ઉત્તર મળે કે હજી એક નિગોદનો અનન્તમો ભાગ મોક્ષે ગયો છે. કેમકે નિગોદના ગોળા અસંખ્યાતા છે, એક ગોળામાં અસંખ્ય નિગોદો છે, અને એક એક નિગોદમાં અનન્ત જીવો છે, અને એ એટલા બધા છે કે અનાદિ કાલથી મોક્ષ નિરન્તર ચાલુ હોવા છતાં હજી સુધી એક પણ નિગોદ ખાલી થઈ નથી. એટલુંજ નહિ પણ તેનો માત્ર અનન્તમો ભાગ મોક્ષે ગયો છે.[1]

नवतत्त्व समाप्त.

---

१ मुक्तोऽपि वाऽभ्येतु भवं भवो वा भवस्थशून्योऽस्तु मितात्मवादे ।
षड्जीवनकाय त्वमनन्तसंख्यमाख्यस्तथा नाथ यथा न दोषः

अन्ययोगव्यवच्छेदद्वात्रिंशिका श्लो. २९

[1] અર્થ—જીવોની પરિમિત સંખ્યા માનવામાં આવે તો મુક્ત જીવ સંસારમાં આવે, અથવા તો આ સંસાર સંસારી જીવો વડે શૂન્ય થઇ જાય ( આ બે દોષ પ્રાપ્ત થાય ), પરન્તુ હે નાથ ! તેં ષડ્ જીવનિકાયની અનન્ત સંખ્યા કહેલી છે જેથી પૂર્વોક્ત દોષ પ્રાપ્ત થતો નથી

અન્યયોગવ્યવચ્છેદ દ્વાત્રિંશિકા શ્લો. ૨૯

# नवतत्त्व मुल गाथा.

जीवा-जीवा पुण्णं पावा-सव संवरो य निज्जरणा।
वंधो मुक्खो य तहा नव तत्ता हुंति नायव्वा ॥१॥
चउदस चउदस वायालीसा वासीअ हुंति वायाला।
सत्तावन्नं वारस चउ नव भेआ कमेणेसिं ॥ २ ॥
एगविह-दुविह-तिविहा-चउव्विहा पंच-छव्विहाजीवा।
चेयण-तस-इयरेहिं वेय-गइ-करण-काएहिं ॥३॥
एगिंदियसुहुमियरा सन्नीयरपणिंदिया य सवितिचऊ।
अपज्जत्ता पज्जत्ता कमेण चउदस जिअठाणा ॥४॥
नाणं च दंसणं चेव चरित्तं च तवो तहा।
वीरियं उपओगो य एयं जियस्स लक्खणं ॥५॥
आहार-सरीर-इंदियपज्जत्ती आणपाण-भास-मणे।
चऊ पंच पंच छप्पि य इग-विगला-सन्नि-सन्नीणं॥६॥
पणिंदिय-तिवलू-सासा-ऊ दस पाण चउ छ सग अट्ठ
इग-दु-ति-चउरिंदीणं असन्नि-सन्नीण नव दस य॥७॥
धम्मा-धम्मा-गासा तियतिय भेया तहेव अद्धा य।
खंधा देस पएसा परमाणु अजीव चउदसहा ॥८॥

सद्दं-धयार उज्जोअ पभा छायाऽऽतवे इ वा।
वण्ण-गंध-रसा-फासा पुग्गलाणं तु लक्खणं ॥९॥
परिणामि जीव मुत्तं सपएसा एग खित्त किरियाय।
णिच्चं कारण कत्ता सव्वगय इयर अप्पवेसे ॥१०॥
सा-उच्चगोअ-मणुदुग-सरदुग-पंचिंदिजाइ-पणदेहा।
आइतितणूणुवंगा आइमसंघयण—संठाणा ॥११॥
वण्णचउक्का-गुरुलहु-परघा-ऊसास-आयवु-ज्जोअं।
सुभखगइ-निमिण-तसदस-सुरनरतिरिआउतित्थयरं
तस-बायर-पज्जत्तं पत्तेयं थिरं सुभं च सुभगं च।
सुस्सर-आइज्ज-जसं तसाइदसगं इमं होइ ॥१३॥
नाणं—तरायदसगं नव बीए नी-असाय—मिच्छत्तं।
थावरदस निरयतिगं कसायपणवीस तिरियदुगं॥१४
इग-बि-ति-चउजाईओ कुखगई उवघाय हुंति पावस्स।
अपसत्थं वण्णचउ अपढमसंघयण—संठाणा॥१५॥
थावरसुहुमअपज्जं साहारणअथिरअसुभदुभगाणि।
दुस्सर-णाइज्ज-जसं थावरदसगं विवज्जत्थं ॥१६॥
इंदिय-कसाय-अव्वय-जोगा पंच चउ पंच तिन्निकमा॥
किरियाओ पणवीसं इमाओ ताओ अणुकमसो॥१७॥

काइअ अहिगरणिया पाउसिआ पारितावणी किरिया।
पाणाइवाय-रंभिअ परिग्गहिआ मायवत्ती अ॥१८॥
मिच्छादंसणवत्ती अपच्चक्खाणा य दिट्ठि पुट्ठी य।
पाडुच्चिअ सामंतोवणिअ नेसत्थि-साहत्थी ॥१९॥
आणवणि विआरणिआ अणभोगा अणवकंखपच्चइआ।
अन्ना पओग-समुदाण पिज्ज दोसेरियावहिआ ॥२०॥
समिई गुत्ती परिसह जइधम्मो भावणा चरित्ताणि।
पण-ति-दुवीस-दस-बार-पंचभेएहिं सगवन्ना ॥२१॥
इरिया-भासे-सणा-ऽऽदाणे-उच्चारे समिईसु अ।
मणगुत्ती वयगुत्ती कायगुत्ती तहेव य ॥२२॥
खुहा-पिवासा-सी-उण्हं दंसा-चेला-रइ-त्थिओ।
चरिया-निसीहिआ सिज्जा-अक्कोस-वह-जायणा॥२३॥
अलाभ-रोग-तणफासा मल-सक्कार-परिसहा।
पन्ना-अन्नाण-सम्मत्तं इअ वावीस परिसहा॥२४॥
खंती मद्दव अज्जव मुत्ती तवसंजमे अ वोद्धव्वे।
सच्चं सोअं आकिंचणं च वंभं च जइधम्मो ॥२५॥
पढममणिच्चमसरणं संसारो एगया य अन्नत्तं।
असुइत्तं आसव संवरो य तह णिज्जरा नवमी ॥२६॥

लोगसद्दावो बोहिदुल्लहा धम्मस्स साहगा अरिहा।
एआओ भावणाओ भावेअव्वा पयत्तेणं ॥ २७ ॥
सामाइअत्थ पढमं छेओवट्ठावणं भवे वीअं ।
परिहारविसुद्धिअं सुहुमं तह संपरायं च ॥२८॥
तत्तो अ अहक्खायं खायं सव्वंमि जीवलोगंमि ।
जं चरिऊण सुविहिया वच्चंति अयरामरं ठाणं॥२९॥
अणसण-मूणोयरिआ वित्तिसंखेवणं रसच्चाओ ।
कायकिलेसो संलिणया य वझो तवो होइ ॥३०॥
पायच्छितं विणओ वेयावच्चं तहेव सज्झाओ ।
झाणं उस्सग्गो वि य अब्भिंतरओ तवो होइ॥३१॥
वारसविहं तवो निज्जरा य वंधो चउविगप्पो य ।
पयइ–ठिइ–अणुभाग–पएसभेएहिं नायव्वो ॥३२॥
पयई सहावो वुत्तो ठिइ कालावहारणं ।
अणुभागो रसो णेओ पएसो दलसंचओ ॥३३॥
इह नाण-दंसणावरण-वेय-मोहा-ऽऽउ-नाम-गोआणि।
विग्घं च पण-नव-दु-अट्ठवीस-चउ-तिसय-दु-पणविहं॥
पड-पडिहार-सि-मज्ज-हड-चित-कुलाल-भंडगारीणं।
जह एएसिं भावा कम्माण वि जाणं तह भावा॥३५॥

नाणे य दंसणावरणे वेयणिए चेव अंतराए अ ।
तीसं कोडाकोडी अयराणं ठिइ अ उक्कोसा ॥३६॥
सत्तरि कोडाकोडी मोहणिए वीस नाम-गोएसु ।
तित्तीसं अयराइं आउट्ठिइबंध उक्कोसा ॥३७॥
बारस मुहूत्त जहन्ना वेयणिए अट्ठ नाम-गोएसु ।
सेसाणंतमुहुत्तं एयं बंधट्ठिईमाणं ॥३८॥
संतपयपरूवणया दव्वपमाणं च खित्तफूसणा य ।
कालो य अंतरभागभावे अप्पाबहूं चेव ॥३९॥
संतं सुद्धपयत्ता विज्जंतं खकुसुमं व न असंतं ।
मुक्खत्ति पयं तस्स उ परूवणा मग्गणाईहिं॥४०॥
गइ इंदिय काये जोए वेए कसाय नाणे अ ।
संजम दंसण लेसा भव सम्मे सन्नि आहारे ॥४१॥
नरगइ-पणिंदि-तस-भव-सन्नि-अहक्खाय-खइअ-सम्मत्ते ।
मुक्खोऽणाहार-केवल-दंसण-नाणेसु न सेसेसु॥४२॥
दव्वपमाणे सिद्धाणं जीवदव्वाणि हुंति णंताणि ।
लोगस्स असंखिज्जे भागे इक्को य सव्वेवि ॥४३॥

फुसणा अहिआ कालो इगसिद्ध पडुच्च साइओणंतो।
पडिवायाभावाओ सिद्धाणं अंतरं नत्थि ॥४४॥
सव्वजियाण मणन्ते भागे ते तेसिं दंसणं नाणं।
खइए भावे परिणामिए अ पुण होइ जीअत्तं ॥
थोवा नपुंससिद्धा थी-नरसिद्धा कमेण संखगुणा।
इअ मुक्खतत्तमेअं नवतत्ता लेसओ भणिया ॥४६॥
जीवाइ नव पयत्थे जो जाणइ तस्स होइ सम्मत्तं।
भावेण सद्दहंते अयाणमाणेवि सम्मत्तं ॥ ४७ ॥
सव्वाइं जिणेसर भासिआइं वयणाइं नन्नहा हुंति।
इअ बुद्धि जस्स मणे सम्मत्तं निच्चलं तस्स ॥४८॥
अंतो मुहुत्तमित्तंपि फासियं हुज्ज जेहिं सम्मत्तं।
तेसिं अवड्ढपुग्गलपरियट्टो चेव संसारो ॥४९॥
उस्सप्पिणी अनंता पुग्गलपरिअट्टओ मुणेअव्वो।
ते णंता तीअद्धा अणागयद्धा अणंतगुणा ॥५०॥
जिण-अजिण-तित्थ-ऽतित्था गिहि-अन्न-सलिंग-थी नर-नपुंसा।
पत्तेय-सयंबुद्धा-बुद्ध बोहिक्क-णिक्काय ॥ ५१ ॥

जिणसिद्धा अरिहंता अजिणसिद्धा य पुंडरिय-पमुहा।
गणहारि तित्थसिद्धा अतित्थसिद्धा य मरुदेवी॥५२॥
गिहिलिंगसिद्ध भरहो वक्कलचिरी य अन्नलिंगम्मि।
साहू सलिंगसिद्धा थीसिद्धा चन्दणा पमुहा॥५३॥
पुंसिद्धा गोयमाई गांगेयाई नपुंसया सिद्धा।
पत्तेय–सयंबुद्धा भणिया करकंडु–कविलाई ॥५४॥
तह बुद्धबोहि गुरुबोहिया इगसमय एगसिद्धा य।
इगसमये वि अणेगा सिद्धा तेऽणेगसिद्धा य॥५५॥
जइआ इ होइ पुच्छा जिणाण मग्गंमि उत्तरं तइआ।
इक्कस्स निगोयस्स अणंतभागो य सिद्धिगओ॥५६॥

